# અમેરીકન અકસીર ઈલાજ.




## પ્રો૦ જેમ્સની વીજળીક શક્તીની ગોળીઓ.

એ ગોળીઓ સ્વપ્નામાં અને પીસાબમાં જતી ધાતુને બંધ કરીને શરીરને શકતી આપે છે. ગ્નાનતંતુની નબળાઈ, ધાતુનું પાતળાપણું, અજીરણ, ખોરાક પચવો, હાથપગનું દુ:ખવું, ગભરાટે ચકરી આવવી, યાદદાસ્ત શક્તી ગુમ થવી, જવાનીમાં બુઢાપાની હાલત, મનની ચીંતા, ઉદાસી, કોઇપણ કામપર ચીત ન લાગવું, ખાવાપર અરૂચી, છાતીનો ધબકારો, હરસ, દમ, આંખે અંધારાં આવવાં, ચહેરાની ફીકાશ, જવાન વિદ્યાર્થીઓનું અભ્યાસના બોજાને લીધે નબળું પડી ગયલું મગજ તેમજ વકીલો, બારીસ્ટરો અને કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાઓ કે જેમને રાતદીવસ મગજ કસવું પડે છે તેમને એ ગોળીઓ વીજળીક ઈલાજથી થોડીક મુદતમાં અજબ જેવો ગુણ કરે છે તેમજ જે સ્ત્રીઓને હદબાર માસીક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ કમરનો દુ:ખાવો, પ્રદર, ભુખ મરી જવી, વગેરે રોગો થાય છે તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે.

આ દવા લેવાને પહેલે દીવસેજ તેની અજબ દુ:ખ દફે કરનારી અસર જણાઇ આવે છે. ગ્નાનતંતુ અને બુદ્ધિમાં અસાધારણ વધારો થાય છે તથા તે હીંમત જોર અને સુખ ઉત્પન્ન કરે છે. જીવન શક્તીની ખુવારી તથા પ્રવાહરૂપે નીકળી જવું એ બેઉ જાદુની માફક બંધ થાય છે, ગાલ લાલ થાય છે, હોઠ ગુલાબી રંગના થાય છે, આંખ ચળકતી અને તેજસ્વી બને છે, મન ચંચળ અને ચોખું થાય છે, ભુખ સારી પેઠે લાગે છે અને અન્ન પચાવ સંપુર્ણ થાય છે અને જીર્ણ, ઘસાઇ ગયલી અને નાઉમેદ હાલત સંપુર્ણ રીતે ઉમેદવંત થાય છે.

કીંમત—૨૫ ગોળીની શીશીના રૂ, ૧—૪—૦, તથા ૪૦ ગોળીની શીશીના રૂ. ૨. વી. પી. ના એકથી ત્રણ શીશીઓ સુધીના રૂ ૦| વધુ.

**ધી એંગ્લોઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦,**

**જુમા મસીદ—મુંબઈ.**

સ્વર્ગવાસી રા. રા. છોટાલાલ દેસાઈભાઈ યોજીત.
ગુર્જર ગ્રંથમાળાનો મણકો ૨ જો.

# જ્ઞાનોત્તેજક
# કાવ્ય સંગ્રહ.

તંત્રી—સ્વ. રા. રા. છોટાલાલ દેસાઈભાઈ.

પ્રકટકર્ત્તા—ગુણવંતલાલ છોટાલાલ દેસાઈ.

મુંબઈ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ઈ. સ. ૧૯૧૨.



મુલ્ય—રૂ.૧—૪—૦

'હિતેચ્છુ' પ્રેસ; ખાડીયા—અમદાવાદ.
હરિપ્રસાદ પિતાંબરદાસ મહેતાએ પોતાના મકાનમાં છાપ્યું.

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.



(૧) ગુણવંતલાલ છોટાલાલ દેસાઈ.
ભુલેશ્વર, ભાણાભાઇ મોતીરામની ચાલી—મુંબઈ.

(૨) મેસર્સ ડી. લક્ષ્મીદાસની કંપની.
ઠે. પારસી બજાર; કોટ—મુંબઈ.

(૩) રા. જીવણલાલ અમરશી મહેતા.
મેનેજર—પ્રિન્ટિંગ વર્ક્સ એન્ડ બુક્સ એજન્સી; અમદાવાદ.

# પ્રસ્તાવના.



ગ્રંથનું વાંચન કરવામાં, પ્રસ્તાવના વિજળીની તેજોમય રેખાની સરખી મદદ આપે છે, એમ વિદ્વાનો માને છે; તે પ્રત્યે માનની નજરે જોઇ હું પણ આ ગ્રંથની ટુંક પ્રસ્તાવના લખવા તત્પર થવું ઠીક ધારૂં છું. "જ્ઞાનોત્તેજક કાવ્ય સંગ્રહ" લગભગ ચાલીશ સ્ત્રી અને પુરૂષ લેખકોએ "જ્ઞાનોત્તેજક" પત્રમાં તેનાં આયુષ્યનાં આશરે ૭ વર્ષ દરમ્યાન લખેલાં કાવ્યોનો સંગ્રહ છે. જેમ તેનાં લેખકો વિવિધ છે, તેમજ એ કાવ્યોના વિષય, શૈલી, ઉપદેશ, રસ ઇત્યાદિ પણ વિવિધ છે. તેનાં લેખકો સઘળાં નામીચાં નથી, તો પણ તેમાં ગુર્જર ભાષાનાં કેટલાંક નામીચાં લેખકોનાં કાવ્યો પણ છે. એજ પ્રમાણે સઘળાં કાવ્યો વાંચનારને ઉપયોગી, મનપસંદ અને સ્વવિચારાનુકુળ થઇ પડે એ સંભવિત નથી, તો પણ તેમાંથી દરેક વાંચકને થોડાં ઘણાં પણ રૂચીકર, બોધક અને કર્તવ્યનું જ્ઞાન કરાવનારાં કાવ્યો મળી આવશે, એમ હું આશા રાખું છું. જુદા જુદા વર્ગ, સ્થળ, ધર્મ, આહારવિહારનાં માણસોના વિચાર, શૈલી કે ભાષા એકસરખાં હોય એ તો અસંભવિતજ છે. સઘળાં લખાણોનો ઉપદેશ, ભાષા વગેરે મારા પોતાના કે કોઇ એક વ્યક્તિના વિચારને સર્વાંશે અનુકુળ હોવાં જોઇએ, એવી ઇચ્છા રાખું તો વિવિધ લેખકોનાં ગદ્ય કે પદ્ય લખાણોનો સંગ્રહ કરીજ ન શકાય; તથાપિ એવો જરા પણ દુરાગ્રહ રાખ્યા વગરજ "જ્ઞાનોત્તેજક"માં પ્રકટ થયલાં ઘણુંખરાં કાવ્યો મેં આ સંગ્રહમાં દાખલ કર્યાં છે અને તેથીજ હું એમ માનવાની હિમ્મત ધરૂં છું કે ગ્રંથનો એક યા બીજો ભાગ પણ વાંચનારને મનપસંદ થઇ પડશે. "જ્ઞાનોત્તેજક"માં પ્રકટ થએલાં તમામ કાવ્યો અક્ષરશઃ પ્રકટ કરી, કોઇ પણ લેખકને રહેજ પણ અન્યાય નહિ થાય તેમ કરવાનું મને ઘણું મન હોવા છતાં કેટલાંક અનિવાર્ય કારણોને સબબે થોડાંક કાવ્યો છોડી દેવાં પડ્યાં છે, તેથી તેના લેખકોને કાંઇ અન્યાય થયો હોય તો તે માટે તેમની ક્ષમા ચાહું છું.

આ ગ્રંથ પ્રકટ થવાનાં કારણ વિષે મારે કહેવું જોઇએ કે,

મારા પિતા સ્વર્ગવાસી રા. છોટાલાલ દેસાઈભાઈએ "જ્ઞાનોત્તેજક" પત્ર પ્રકટ કરી તેને દિનપરદિન ઉચ્ચ પંક્તિએ લઈ જવાને શારીરિક, માનસિક અને આર્થિક સંપત્તિનો શક્તિ ઉપરાંત ભોગ આપ્યો હતો; એટલુંજ નહિ, પણ એ તેમનો દેશસેવાનો પ્રયાસ ફતેહમંદ બનાવવાને મેં અને મારાં સ્વર્ગસ્થ ધર્મપત્નિ અ૦ સૌ૦ પ્રસન્ન તેમજ મારા ભાઈ રા. ચમનલાલે તે પૂજ્ય વડીલની સાથે રહીને રાત દિવસ મહેનત કરી હતી. તે સર્વનાં શુભ ફળ પ્રાપ્ત થાય, તેવાં ચિન્હોનાં દર્શન પણ અમો સર્વેને થયાં. પરંતુ તે પછી એવા અણધાર્યા બનાવો બન્યા કે તે સઘળાં ચિન્હોનો નાશ થતો ગયો. પ્રથમજ મારાં ધર્મપત્નિ અ૦ સૌ૦ પ્રસન્નનો સ્વર્ગવાસ થયો. તેમના સંબંધમાં વિશેષ કહેવાનું આ સ્થાન નથી. સંક્ષિપ્તમાંજ કહીશ કે "જ્ઞાનોત્તેજક"ને આબાદ કરવાના અમારા પ્રયાસમાં તેઓ પોતાથી બને તેટલી વધુમાં વધુ શારીરિક અને માનસિક મદદ આપતાં; એટલુંજ નહિ, પણ એ કામમાં અમને ઘણી વખત સંકટનાં ભારે વાદળ વચ્ચેથી પસાર થવું પડ્યું હતું, તે દરેક વખતે એ સ્વર્ગવાસિની નમ્રતા, શાંતિ અને ધૈર્યપૂર્વક સમયાનુકૂળ વર્તી અમને પણ શાંતિ અને ધૈર્ય ધારણ કરી આગળ વધવા ઉત્તેજીત કરતાં. તાત્પર્ય કે, એમના સ્વર્ગવાસથી ફક્ત અમારાં હૃદયનેજ નહિ પણ સાથેસાથ "જ્ઞાનોત્તેજક"ને પણ મજબૂત ફટકો પડ્યો,—"જ્ઞાનોત્તેજક" પ્રકટ થતું બંધ થયું. તે પછી આશરે આઠ મહીને "જ્ઞાનોત્તેજક"ના પોષક, ચાલક અને વાહક મારા પિતા પણ અચાનક સ્વર્ગવાસી થયા. એ પછી તો સઘળા સંજોગો જોતાં મને ખાત્રી થઇ કે, હવે "જ્ઞાનોત્તેજક"ને નજદીકનાં ભવિષ્યમાં સજીવન કરવું શક્ય નથી. તથાપિ, એવી ખાત્રી થવાની સાથેજ મન એમ પણ વિચારવા લાગ્યું કે, અમો બેઉ ભાઇ તો જુવાન છીએ; એટલે અમારી ઇચ્છા અને ઈશ્વરની કૃપા હશે તો જનસેવા અર્થે સારાં અને ઘણાં કામો કરી શકાય એ સંભવીત છે. પરંતુ જે એ આત્મા જનસેવાનું કાર્ય કરતાં કરતાંજ દેહમુક્ત થયા તેમની સેવાની નિશાની માત્ર પણ શું નહિ રહેશે? એ પ્રશ્નના પરિણામે એમ નીર્ણય થયો કે પિતાએ "જ્ઞાનોત્તેજક" બંધ પડતાં પહેલાં બે ચાર સમા અગાઉ "ગુર્જર ગ્રંથમાળા"ની જે યોજના યોજી હતી તે સ-

વીંશે નહિ, તો બની શકે તેટલા પ્રમાણમાં અમલમાં મુકવી અને તેના શરૂઆતના મણકા એવા કહાડવા કે તે "જ્ઞાનોત્તેજકના" ઉદય માટે કોઇ પણ સ્ત્રી પુરૂષે તન, મન ધનનો કાંઇ પણ ભોગ આપ્યો હોય તેના યત્કિંચીત પણ સ્મારકની ગરજ સારે. એ નિશ્ચયને અનુસરી પ્રથમ મણકા તરીકે "સંસાર સુખ સાધન" નામનું જે પુસ્તક મારા પિતાએ જાહેર હરીફાઇનું ઈનામ આપીને "જ્ઞાનોતેજક"નાં ગ્રાહકોને ભેટ આપવા માટે લખાવ્યું હતું તેની બીજી આવૃત્તિ પ્રકટ કરી. તે ગ્રંથ માત્ર તેના લેખક રા. લક્ષ્મણ સખારામ દેવલાલીકર તેમજ મારા પિતાની મહેનતનું સ્મારક બન્યું એ પછી આ પુસ્તક દ્વિતીય મણકા રૂપે પ્રકટ કરૂં છું તે "જ્ઞાનોત્તેજક"નાં આશરે ચાલીશ લેખકોની તેમજ મારા પિતાની મહેનતના સ્મારક રૂપ છે. એટલુંજ નહિ, પણ તેમાં મારાં સ્વર્ગવાસી પતિ અ૦ સૌ૦ પ્રસન્નના હૃદયનું પ્રતિબીંબ પણ ગોઠવી શકાયું છે (જુઓ પૃષ્ટ ૩૦, ૧૫૦, ૧૫૨, ૧૫૬) એ કારણે મને આ ગ્રંથ પ્રકટ કરતાં બહુ હર્ષ ઉપજે છે. એ પ્રતિબીંબ—ઉદ્‌ગાર—કાવ્ય જો કે સાદી ભાષામાંજ છે, તેમાં ઉચ્ચ અલંકાર નથી, તો પણ તે નિર્મળ અંતઃકરણનો કુદરતી પ્રવાહ છે એમ મારી ખાત્રી છે. તે ઉદ્‌ગારોને વશ થઇ એક આત્માએ મારા આત્માને દશ વર્ષ કરતાં વિશેષ સમય સુધી શાંતિ આપી છે અને તેનેજ આજે હું સર્વસામાન્યના લાભાર્થે પ્રકટ કરી દીર્ઘાયુષી બનાવું છું, એ ખ્યાલ આવતાં મારૂં હૃદય આનંદના સમુદ્રમાં ડોલે છે એમ કહેવા માટે પ્રેમનાં અનુભવી વાંચકો તો મારી હાંસી નહિજ કરશે.

ગ્રંથ પ્રકટ થવાનાં કારણો જણાવ્યા પછી બીજી બાબતો સંબંધે પણ થોડો ખુલાસો થવાની જરૂર છે. જોડણીના સંબંધમાં અતી ચાપાચીપ કરવાનો હું હિમાયતી નથી. તેમ છતાં કેટલીક સુધારણીગ ભુલ રહી છે એમ પણ કબુલ કરીશ. પરંતુ તમામ લખાણ અર્ધી રાત્રે ભારે રઘવાટ વચ્ચે બીબાં ગોઠવીને છાપેલા વર્તમાનપત્રની ફાઇલમાંથી ઉતારવું પડ્યું છે અને વચમાં ચારથી આઠ વરસ જેટલો વખત પસાર થઈ ગયો છે, તેમજ "જ્ઞાનોતેજક" બંધ થતાં ઘણાંખરાં લેખકો સાથે મારો પરિચય રહેવા પણ પામ્યો નથી, એટલે વર્તમાનપત્રમાં છપાતાં રહી ગયેલી

ભુલો તેમની પાસે સુધારાવી લેવાનું બહુ તજવીજ કરવા છ બન્યું નથી તે માટે વાંચકો ક્ષમા બક્ષશે એવી આશા છે. અ નુક્રમના સંબંધમાં પણ ઘણો મતભેદ પડશે. વાંચકો અને મિત્રોની સલાહ પ્રમાણે બીજી આવૃત્તિ વખતે તેમાં જરૂરી ફેરફાર કરવા તત્પર રહીશ. આ પુસ્તક હાલ મને અનેક પ્રવૃત્તિ અ મુશ્કેલી વચ્ચે પ્રકટ કરવું પડેલું હોવાથી જે કાંઇ ખામી વાંચકોને જણાય તે માટે તેઓ પાસે ક્ષમા ચાહી તે વિષે મ સકારણ સુચના કરવા તેમને હું નમ્રતાપૂર્વક અરજ કરૂં છું.

ગ્રંથને છેડે દાખલ કરેલાં "જ્ઞાનોત્તેજક"માં નહિ પ્રક થયેલાં કાવ્યો (જુઓ પૃષ્ટ ૧૭૭, ૧૭૮, ૧૯૦ થી ૧૯૬, ૧૯૭ થી ૨૦૪.) મારા વિદ્વાન વડીલ સ્નેહીઓ રા. ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ તથા વૈદ્યકવિ રા. દુર્લભદાસ શ્યામજી ધ્રુવે પુરાં પાડ્યા છે; ગુર્જર ગ્રંથમાળાનો પહેલો મણકો "સંસાર સુખ સાધન" પ્રકટ કરવામાં મદદ આપનાર સદ્‌ગુણસંપન્ન શેઠજી રા. રા. દામોદરદાસ સાંકળેશ્વર રાવળે મારા પિતાના એક સાચા મિત્ર તરીકે મને આ ગ્રંથ પ્રકટ કરવામાં પણ સારી મદદ આપી છે; બીજા કેટલાક માયાળુ અને વિદ્યાવિલાસી ગૃહસ્થોએ આ ગ્રંથ પ્રકટ કરવાની હિમ્મત થાય તે માટે અગાઉથી મને આશ્રય આપવાનાં વચન આપ્યાં છે; મારા કેટલાક મિત્રોએ ગ્રંથના લખાણની નક્કલ કરવા, પ્રૂફ વાંચવા વગેરે કામોમાં મદદ કરી છે; તે સર્વ સજ્જનોનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માની તેઓ મારા ઉપર એવીજ પ્રીતી અને કૃપા હમેશાં ચાલુ રાખશે એવી આશા રાખું છું. છેવટે, આ સ્થળે હું આ ગ્રંથમાંનાં કાવ્યોનાં લેખકો તેમજ "જ્ઞાનોત્તેજક" માટે મહેનત કરનારાં સર્વેનો આભાર માની દયાળુ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરૂં છું કે, "મને મારા પિતાએ ગુર્જર સાહિત્યની સેવા કરવાની જે ફરજ સમજાવી હું તે વધારે સારી રીતે બજાવવાનું સામર્થ્ય બક્ષો."

પ્રકટકર્તા.

---

# અર્પણ પત્રિકા.

સદ્‌ગુણસંપન્ન કૃપાવંત શેઠજી
રા. રા. દામોદરદાસ સાંકળેશ્વર રાવળ.
અમદાવાદ.

આપ શ્રીમંત છો તથાપિ અતિ સાદા, નમ્ર, વિવેકી, માયાળુ, પરોપકારી, વિદ્યાવિલાસી તેમજ વિદ્યોત્તેજક છો અને મારા પિતા પ્રત્યે જેવો ઉચ્ચ બંધુભાવ રાખતા હતા તેવોજ ઉચ્ચ પુત્રભાવ મારા પ્રતિ રાખો છો, એ આપના અમૂલ્ય સદ્‌ગુણો અને પ્રેમથી આકર્ષાઇને પૂર્ણ પ્રેમથી હું આજે 'ગુર્જર ગ્રંથમાળા'નો આ ૨ જો મણકો "જ્ઞાનોત્તેજક કાવ્ય સંગ્રહ" પણ આપનેજ અર્પણ કરૂં છું તે સપ્રેમ સ્વીકારશોજી.

હું છું આપનો,

આભારી કૃપાભિલાષી,

ગુણવંતલાલ છોટાલાલ દેસાઇ
પ્રકાશક—'ગુર્જર ગ્રંથમાળા'.



**૨૦ શેઠ. દામોદરદાસ સાંકલેશ્વર. રાવલ.**

ઔદિચ્ય હિતેચ્છુ સભાના ખજાનચી અને ધી બાવળા ઝવેરી જીનીંગ એન્ડ
મેન્યુફેક્ચરીંગ કંપની લીમીટેડના સેક્રેટરી, ટ્રેઝરર્સ એન્ડ એજન્ટ.

# જ્ઞાનોત્તેજક કાવ્ય સંગ્રહ.

## સરસ્વતીનું આવાહન.

( સવૈયા. )

આવ! વિદુષી આવ! પંડીતા વિશ્વ વિધાતા વે'લી આવ,
સુ અભિનયની સૂર સદનની, સૂર સદનમાં ચાલી આવ.
જડપણુ હનની હે જગ જનની હૃદયભુવનની જ્યોતિ આવ;
**ભારત ભાગ્ય-ઉદય કરવાને હે! ભારતિ ભારતમાં આવ.**

નંદન વનની રમ્ય ઘટામાં ક્યાં છે સુવાસિત પારિજાત?
જ્યાં ત્યાં ફુલ્યા ફુલ વિલાતી, વાસરહિત જે શોભા માત્ર;
કવિ કોવિદ્ ચિત્ત ભ્રમર ચહે તે નંદન વનની ખુશબો આપ, ભારત૦

ઋતુરાજની રાજસભામાં, કોકિલ મધુરાં ગાન સુણાવ,
તુજ ગાનમાં માન અમારૂં, હિતાહિતનું ભાન કરાવ;
વલખે વાછરૂ ક્ષુધાપીડીત થઇ, કામધેનું પયપાન કરાવ, ભારત૦

ઘોર રાત્રિમાં ઘોર ઘોષણા શ્રવણ યુગ્મે આવી અથડાય,
પડ્યા પથિક બહુ અવળે પંથે, તિમિર તતિ નહીં પુરી થાય;
કરમાયાં કોમળ ફુલડાં રે સંપુટ ફુલ ફરી વિકસાવ, ભારત૦

જીવહિંસક જન જુલમ ગુજારે તે પાષાણ હૃદય પીગળાવ,
અસત્યનો વ્યવહાર વધ્યો છે, વેદધર્મપર થયો અભાવ;
ભર દરિયે તોફાન મચ્યું છે બચે તો બુડતું નાવ બચાવ, ભારત૦

ટાળ અવનતી આપ ઉન્નતી પુનઃ શાશ્વતિ કીર્તિ થાય,
રાખ પાંખમાં દોષ ઝાંખમાં સાંખ હમારાં પાપ અમાપ;
હે ધાત્રી યાત્રિની યાચના સફળ કરી મનડું મલકાવ, ભારત૦

**રા. ગજાનન મંછારામ દેસાઇ.**

---

## કેળવણી.

### (હરિગીત.)

હે આર્યવાસી સુજ્ઞ સજ્જન! અર્જ નમ્ર અતિ ઘણી;
તે ખંતથી ઉરમાં ગ્રહી સુખ–પાળ લ્યો સ્નેહે ચણી.
જે ઉપર સર્વે સુખનો, આજે બધો આધાર છે;
**"નિજ બાળકોને કેળવો, જે માંહિ લાભ અપાર છે."**

વિદ્યા થકી આ વિશ્વના, પેખી નવીન બનાવને;
આ શ્રેષ્ટ સાગરમાંથી તારો, મનુષ્યદેહી નાવને;
ઉત્તમ ઈલાજો યોજવા, તેનો રસિક સુસાર છે, નિજ૦

યૂરોપ, આફ્રિકા, અને, વાંચો વિચાર અમેરિકા,
ચીના અને જાપાનીમાં, છે આપણો શો એશિયા?
એ ચ્હડતીનું કારણ સુવિદ્યા, સુગુણનો ભંડાર છે; નિજ૦

શુભ કાર્યથી હરખી મનુષ્યગણે કરેજ કરેલ છે;
પણ બુદ્ધિજ્ઞાતા યાદ લાવે, એ અતિ સુધરેલ છે;
શું? બુદ્ધિવીણના કાર્યમાં, ફત્તેહ કે શુભ સાર છે, નિજ૦

બુદ્ધિ થકી સહુ કંઇ બને છે, થાયે સુગુણી માનવી,
પણ એ સમે ઉત્પન્નતાને, ઉર વિષે નિજ આણવી;
બુદ્ધિનિધાન સૃજેલ જેથી, સુખી સકળ સંસાર છે, નિજ૦

બુદ્ધિ થવાને પ્રાપ્ત જગમાં, કયા શ્રેષ્ટ ઇલાજ છે?
જગદીશની પ્રિતી ગ્રહો, એ પ્રથમ જનનું કાજ છે;
જેથી મળે બુદ્ધિ સદા, ભલપણ તણો ભંડાર છે, નિજ૦

વૃદ્ધિ થવાને વૃક્ષની, કેવી કળા માળી કરે?
થઈ ગુપ્ત તેમાં રહાય કોની? એ 'ન' શું ઉરમાં ધરે;
એ તુલ્ય બુદ્ધિ વૃદ્ધિ કાજે, આપણો આધાર છે, નિજ૦

શુભ સજ્જનો કેશ વિચારો, બુદ્ધિમાં બ્હાદુર છે,
તે જાણવાથી વૃદ્ધિ થાયે, બુદ્ધિકરનું નૂર છે;
અર્થાત એમાંથી અહો, આખર બધે જયકાર છે, નિજ૦

ક્રમ કેળવો ને મેળવો, શુભ ભેળવો વિચારને;
મ્હોરો જગત યશ પામવા, શોધો સહુ દીલદારને;
કયાં? મૂળ આવ્યું એ વિચારો, આપ હારોહાર છે, નિજ૦

વિદ્યા વધારો પ્રિતથી, આર્યોન્નતિ સુવાસ્થવા,
પ્રિય ભાઈ! આપો દાખલો, આખર તણું સુખ સાધવા;
જો બાળ સુધર્યું તોજ જાણો રે'મ જગ કીરતાર છે, નિજ૦

નહિ ઇલ્મ વિદ્યા વિણ સુધરશે, બાળ કોટી વાતથી,
માટે ભણાવો ભાવથી, શ્રેયસ્કર સંગાતથી;
કારણ લખ્યું તારણ થવા, આર્યોન્નતિ ઉચ્ચાર છે, નિજ૦

**શા. જમાલભાઈ અહમદભાઈ સીદી.**

---

## સ્ત્રી કેળવણી.

### (વસંતતિલકા.)

હે આર્યવાસી ! દિલ કાંઇક તો વિચારો,
ના થાય કેમ હજુ કાંઇ ખરો સુધારો ?
પાશ્ચાત્ય દેશ તણી રીતિ નિતી વિચારો,
**સ્ત્રી સુધરે નકી થશેજ ખરો સુધારો.**

આધાર જો ગૃહ તણો ગૃહિણીજ માનો;
આપો ન કેળવણી કેમજ વિદ્વાનો ?
દેશોન્નતિ ખરી રીતે કરવાજ ધારો, સ્ત્રી સુધરે૦

શાળાની કેળવણીથી નહિ કેળવાશે,
સંસાર સુખ નહિ તે થકી મેળવાશે;
પૈસાની હાલત વિષે કદિ જો વિચારો, સ્ત્રી સુધરે૦

સ્ત્રી ત્રેવડે ધન સદા નિજ વાપરે છે,
ભાગ્યે પુરૂષથી કદાપિજ માપ રે'છે;
ચાહો તમે કદિ કંઇ કરવા સુધારો, સ્ત્રી સુધરે૦

ધાર્યું સદા મન તણું નકી પાર પાડે,
ના થાય તો ખચિત વાત જશે અખાડે;
જો કાઢવો ખચિત ખાંતથી કો કુધારો, સ્ત્રી સુધરે૦

રે! બાળલગ્ન નહિ દૂર થશે કદાપિ,
[જો] પ્રાચીન કેળવણીની નહિ રીત થાપી;
જો કાયટાં જમણુ દૂર થવા ઉચ્ચારો, સ્ત્રી સુધરે૦

"નાતો જમાડું ન પછી લઉં કેદી લા'વો,
આવે ફરી વખત ના ઝટ શુભ આવો;
વેચી કરો ખરચ દામ અને પટારો, સ્ત્રી સુધરે૦

"આ બાળને જરી તમે ન ભલે ભણાવો;
ખાંતે ખરે ઝટ તમે વહુ કોઇ લાવો;"
આવા વિચાર થકી દેશ થયો નઠારો, સ્ત્રી સુધરે૦

સ્ત્રી સુધરેલ કરશે અળગા કુધારા,
સ્ત્રી આણશે પ્રથમના સુખનાજ વારા;
સ્ત્રીથી થશે ખચિત જ્ઞાન વિષે વધારો, સ્ત્રી સુધરે૦

દેશાભિમાની શુર જો જન જાચતા હો,
દેશોન્નતિ થકી મને કદી રાચતા હો;
આબાદ દેશ બનશે મટી ઉધનારો, સ્ત્રી સુધરે૦

સંપે કરી ઉદય જો વળી માનતા હો,
ધર્મે કરી ઉદય જો વળી ધારતા હો;
ઉપાય ઉન્નતિ તણા મન લક્ષ ધારો, સ્ત્રી સુધરે૦

સુધારજો ખચિત કેળવી દીકરીને,
જેથી થશે ઉદય દેશ તણો ફરીને;
દાઝયો દશા દુઃખદ દેશની દેખી યારો, સ્ત્રી સુધરે૦

પુછોજ કારણ તમે કદી જો મને તો,
રે! ગુણવંત નથી અન્ય જવાબ દેતો;
સર્વે તણું મુળ વસે છે કહાં વિચારો, સ્ત્રી સુધરે૦

ગુણવંતલાલ છોટાલાલ દેસાઇ.

---

# સુધારો કરવા વિષે.

## ( ગરબી ત્રીતાલી. )

("મીઠડાં ગોરસ લ્યો રે ગોરસ લ્યો")

ભાઇઓ મચો મચો રે મચો મચો } ટેક.
સાહેબો મચો મચો રે મચો મચો. }

હાંરે જે મચી રહેશે શુભ કામે,
તેનાં કામો ધીમે ધીમે જામે;
પછી અખંડ કિર્તી પામે રે, ભાઇઓ૦

હાંરે તમે બાળક થઈ નહિ ડરતા,
રહો આગળ એક પગ ધરતા રે;
સ્હાય થાશે પ્રભુ દુઃખ હરતા રે, ભાઇઓ૦

હજુ આગળ બહુ કરવું છે,
હજુ આગળ નામ ધરવું છે;
રે ભાઈ હજુ બહુ તરવું છે રે, ભાઇઓ૦

માટે ઢીલા થઇ નહિ જતા,
ઢીલા થાશો તો ખાશો ખત્તા;
માટે વાવરો તમારી સત્તા રે, ભાઇઓ૦

દેશ નાતની દાઝ બહુ જાણો,
જાણી સુખ વૃદ્ધિને આણો;
નકર જાણો ધોબીનો પા'ણો રે, ભાઇઓ૦

ઘણા ઘણા સુધારા કરો,
ભુંડી રીતીઓને પરહરો;
દિલ દાઝ દેશીઓની ધરો રે, ભાઇઓ૦

દેશ ડુબી ગયો ઓ વીરા,
છતાં કેમ રહો છો ધીરા;
દુઃખ ટાળવા થાઓ અધીરા રે, ભાઇઓ૦

નાત જાતની રીતીઓ બૂરી,
જોઈ જોઇએ ન રહેવી સબૂરી,
એવી રીતીને કરો પૂરી રે, ભાઇઓ૦

પણુ[1] પકડી મનથી લહો,
જુસ્સાથી જુંડો ગ્રહો;
દ્રઢતાથી મંડી રહો રે, ભાઇઓ૦

એક હાથે તાળી નહિ પડે,
એકલાને બહુ બહુ નડે;
સોસાઇટી[2] રહેજો ચડે રે, ભાઇઓ૦

મંડળીનાં મૂળ ખુબ ઘાલો,
યાહોમ કરી આગળ ચાલો;
છોટમ કે' સુખમાં મ્હાલો રે, ભાઇઓ૦

સ્વ૦ રા. છોટાલાલ દેસાઇભાઇ.

* * * * * *

## ( હર હર શિવ કર તું દયા ).

જાગો જાગો મારા ભોળા ભ્રાતો (૨)
દેશમાં દુ:ખ બહુ વધી પડ્યું છે ......... જાગો૦

બાળલગ્ન કેર કરે,
વિધવાઓ ઉભરાય છે અતિ,
ગઇ છે મુંઝાઇ તેથી મતિ,
દેશની ભયકારક ગતિ ..............જાગો૦

ડરો નહિ દિલ ઉમંગ ધરો,
અબળાનાં દુ:ખ દુર કરો
એજ સુધારો છે ખરો....................જાગો૦

જાગ્યા ત્યાંથી ગણી સવાર
કુધારા કાઢો કરો નહિ વાર
કનૈયો વિનવે વારંવાર
બંધુ! મારા થાઓ તૈયાર.............. જાગો૦

રા. કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી.

---

૧ પ્રતિજ્ઞા. ૨ મંડળી.

## બાળલગ્ન.

### (જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી.)

પડતીને વખતે બુદ્ધિની શુદ્ધ ધરીએ,
**કોટી** પ્રકારે ભલે ભમાવે, અંતર વિચાર કરીએ રે, પડતીને.

આઠ વર્ષે તો **ગૌરી** થાશે, નવ વર્ષે **રોહિણી**,
દશમે **કન્યા**, પછી **રજવાળી**, કાઢયો શ્લોકજ વીણી રે. પડતી૦

પ્રથમ પુછું છું કોનો શ્લોક એ, લખવા શું આધાર?
તે બાબત પણ કોરે મુકો, કરો અર્થ વિચાર રે, પડતીને૦

તેનો જો કંઇ અર્થ તપાસો, નીકળશે કંઇ સાર,
બાળ, યુવાન ને વૃદ્ધની માફક, સ્ત્રીના વર્ગજ ચાર રે. પડતીને૦

વળી કદાપિ તમે કહો છો, તેવો અર્થજ માનો,
તો પણ કહોજી વધુ ભરૂંસો, તમે રાખશો શાનો રે, પડતીને૦

**પારાશર,** સિવાય થયા છે, અન્ય ઋષીઓ મોટા,
તેઓના મત જોઈ વિચારો, શીદ ફુગાવો ગોટા રે, પડતીને૦

**યાજ્ઞવલ્કય મનુ** શું કહે છે, તે વિચારી કરવો તોલ,
બીજાભાઇની 'ઉંદુ' માફક, ચલાવો શીદને પોલ રે, પડતીને૦

એકાદો કહે તે સાચું કે, ઝાઝા કહે તે સાચું,
એમ પુછું તો તરતજ કહેશો, ઝાઝા કહે તે સાચું રે, પડતીને૦

ત્યારે પ્રથમ કહું છું હું તો, મનુના શુદ્ધ વિચાર,
ત્યાર પછી બીજા ઋષિઓના, સમજવાને સાર રે. પડતીને૦

[1]થાય રજોદર્શન તોપણ ત્રણ વર્ષ અધિક ગુણી જોવો,
તેમ છતાં જો ન મળે તો **મનુ** કે' નિજ સમ ગુણી જોવો રે, પ૦

[2]કન્યાકાળ છતાં જો કન્યાદાન ન દે માબાપ,
પછી કન્યા વર શોધી પરણે, વર વહુને નહિ પાપ રે, પડતીને૦

[3]વળી કહે છે રૂતુમતી થાયે, રહે ભલે કુંવારી,
તોપણ પિતાએ ગુણહીનને દેવી ન કન્યા પ્યારી રે, પડતીને૦

---

૧ મનુસ્મૃતિ અધ્યાય ૯ શ્લોક ૯૦ મો.
૨ ,, ,, ,, ,, ૯૧ ,,
૩ ,, ,, ,, ,, ૮૯ ,,

[1]વળી **યાજ્ઞવલ્ક્ય** કરે ભલામણ, જુવાન સ્ત્રીને વરવા,
કહોજી મારે 'જુવાન સ્ત્રી'ના, શું શું અર્થો કરવા રે, પડતીને૦
[2]**ભાવપ્રકાશ**ના પૂર્વ ખંડમાં, સોળ સુધી કીધી **બાળા**,
ત્યાર પછીથી **તરૂણી** કીધી, શું ચુંથો છો ચાળા રે, પડતીને૦
**સ્મૃતિઓ**માં તો કીધું છે, પણ **પુરાણ**માં શું કહે છે,
એમ પુછો જો તો, મારે તે કહેવું બાકી રહે છે રે, પડતીને૦
પ્રથમ કહું છું માની લેજો, **શ્રુતિ**ને પરમ પ્રમાણ,[3]
તેના આગળ વજન વિનાનું, માની લો પુરાણ રે, પડતીને૦
શ્રુતિમાં જે પ્રતિજ્ઞાઓ, કીધી છે તેજ બતાવે,
બાર વર્ષ બ્રહ્મચારી રહીને, બને ગૃહસ્થ લાગ આવે રે, પડતીને૦
કૃષ્ણે પુછ્યું કો' **બલભદ્રજી**, કન્યાનું જે દાન,
[4]તેને પશુ સમ કોણ માનશે? એ પુરાણ પ્રમાણ રે, પડતીને૦
એ ઉપરથી શું સમજાશે, કરજો મન વિચાર,
કન્યાની સંમતિ લેઈ દેવી, એમ કૃષ્ણ ઉચ્ચાર રે, પડતીને૦
કહોજી કયારે સંમતિ દેશે? શું બારે કે દસમે?
અરે જુવો ને કાંઈ વિચારી, ધૂળ પડી એ રસમે રે, પડતીને૦
બાળવિવાહ ખોટો તો લાગ્યો, શાસ્ત્રવચનને શુણતાં,
પણ કળિકાળ તરફ જોતાં, તે જરૂરી કહેશો ધુણતાં રે, પડતીને૦
બાળલગ્ન જો કાળ વિચારો, જરા નથી અનુસરતો,
ગયા મુસલમાની તે વારા, જરૂર જરા નથી ધરતો રે, પડતીને૦
વળી કહેશો કે બાર વર્ષમાં, બેટા બેટી થાય,
કાળ એમ જ્યાં આવી પહોંચ્યો, કેમ કુંવારી રખાય રે, પડતી૦

---

૧ યાજ્ઞવલ્કય સ્મૃતિના વિવાહપ્રકરણમાં अनन्य पूर्विकां कांतां मसपिंडां यवीयसीं। એ પ્રમાણે સ્ત્રી કેવી પરણવી તે વિષે કહેતાં કહેલું છે.

૨ बालेति गीयते नारी, यावद्वर्षाणि षोडश ।
ततस्तु तरुणी ज्ञेया द्वात्रिंशद्वत्सरावधि ॥

૩ प्रमाणं परमं श्रुतिः। મનુસ્મૃતિ અધ્યાય ૨ શ્લોક ૧૩ મો.

૪ प्रदानमपि कन्यायाः पशुवत् कोनुमन्यते ।

પણ વિચારી જોતાં જોશો, કાળ તણું છે નામ,
બાળલગ્ન તણાં સર્વે એ દેખાવો પરિણામ રે, પડતીને૦

દેશીજન સહુ ડાહ્યા થઇને, હવે કરો સુધારો;
જેથી દરિદ્રતા ફીટી જાતાં, આવે સુખનો વારો રે. પડતીને૦

શુદ્ધ મનથી શુદ્ધ વિચારો, બતાવી આપ્યા આજે,
ગુણુવંતે તો કહ્યું સર્વને, દેશોદયને કાજે રે, પડતીને૦

**ગુણુવંતલાલ છોટાલાલ દેસાઈ.**

* * * * * *

## ( સવૈયા. )

કુસંગતથી થાય ખરાબી, શુભ વસ્ત્રપર ડાઘ જણાય,
આમ્ર વૃક્ષને વેલ વિંટાતાં, જરૂર મૃત્યુ તેનું થાય;
હત ભાગી ભારતને વળગ્યો, બાળલગ્ન રૂપી કળી કાળ,
**કોણુ વીર ભારતમાં એવો, કરે કાળને દેશનિકાલ.**

માન તજાવ્યું ભાન ભુલાવ્યું, ગૌરવનું આવ્યું અવસાન,
હતો હિન્દ મસ્તાન જ્ઞાનમાં, આજ ગણે છે સૌ નાદાન;
દાનો દુશ્મન સારો જગમાં, દુષ્ટ દોસ્ત કરે ભૂડા હાલ, કોણુ૦

ભિષ્મ, ભીમ, ભયહીન ધનજય, જેની ફુંકે ફાટે પ્હાડ,
સમર ક્ષેત્રના શુરા સૈનિક, સમર, પૃથુ ક્યાં? વીર પ્રતાપ;
ભારત રત્ન હતા દિગ્વિજયી, બન્યા બાપડા તેના બાળ, કોણુ૦

કોશ ચાલતાં શ્વાસ ભરાયે, પચે ન ખાધું અન્ન પાશેર,
"ખે," "ખે" કરતાં ખસે પાંસળી, વૈદરાજ નિત આવે ઘેર;
બળ્યું બીજ ઉગે નહિ સ્હેજે, આજ ઉગેલું મરશે કાલ, કોણુ૦

ભટ્ટ ભણ્યા તો પરણ્યા છીએ, મોટમ મોટી એમાં આજ,
લાલચ વશ થઇ કરે કજોડાં, જાણે જીત્યું જગનું રાજ;
પછી ભવાડો તેનો થાયે, દાની દુનિયા જુવે તાલ, કોણુ૦

બી. એ. બનું કોલેજ રહીને, બ્રહ્મચારી પદની ઉર આશ,
યુગલ બાલુડાં રમે બારણે, દિક્ષાનો એ ઠીક પ્રકાશ;
બાર વરસની બાળા બાળક, જણિને કહો શું? કરશે ન્યાલ, કોણુ૦

બાળલગ્નરૂપ યજ્ઞકુંડની, સમીપ હોતા બધા અબુદ્ધ,
આહુતી દે ત્રીશ કરોડની, કર્મ થાય છે ધર્મ વિરૂદ્ધ;

ત્રાસે, નાસે પણ ક્યાં જાશે, ચણચણ ચચડી ઉતરે ખાલ,
**છે કો હિતચિંતક ભારતનો, કરે કાળને દેશનિકાલ**
મ્હૈસુરનાથે ઠીક બજાવી, પીછાણ્યો પાપીનો ભેદ,
સર સયાજી ગાયકવાડે, દુષ્ટ દૈત્યને કીધો કેદ;
અન્ય રાજ્યવંશી ભારતના, કરો તમારી હદની પાર,
**ગજાનન** આનંદ પ્રસરશે, સુધરશે હિન્દુ સંસાર.

**રા. ગજાનન મંછારામ દેસાઇ.**

---

## વૃદ્ધ લગ્નનો કકળાટ.

### ( રાગ છાજીયાંનો. )

જન જુવો જગતનાં સહુ, ઘેલો લાડડો રે
પરણે ઘરડો થઇને વહુ, ઘેલો૦
પરણે પરણે ચોથી વાર, ઘેલો૦
લાવી મનમાં પુરણ પ્યાર, ઘેલો૦
એને મુખડે ન મળે દાંત, વળી કહું છું બીજી વાત, ઘેલો૦

જેને વરસ થયાં ત્રણ વીશ, ઘેલો૦
જેનું ડગડગ થાયે શીશ, ઘેલો૦
બોબડા બોલે મુખે બોલ, ઘેલો૦
પંડે પોણી ખાંડી તોલ, ઘેલો૦
ચયેલા બ્હેરા બન્ને કાન, ખોઇ છે સઘળી જનની ભાન, ઘેલો૦

બુઢ્ઢે નાજુક નારી પરણી, ઘેલો૦
ગદ્ધા જોડે જોડી હરણી, ઘેલો૦
હાય હાય કયા જનમની કરણી, ઘેલો૦
કેમ નવ ફાટે આ તે ધરણી, ઘેલો૦
પરણ્યા કરતાં નાનો બાપ, આ તે કયા જનમનાં પાપ, ઘેલો૦

જેની ઇન્દ્રીયો થઇ ઠંડી, ઘેલો૦
શું જોઇ પરણ્યો નાજુક રંડી, ઘેલો૦
રે પરણાવા જન થયા શું ભેળા, ઘેલો૦
જેને છાજીયાંની વેળા, ઘેલો૦
જેને ગાવાં રૂડાં ગીત, સહુને કેમ ગમે છે ચિત્ત, ઘેલો૦

ચાલે લાકડીએ એ રોજ, ઘેલો૦
કરશે હું સાથે શું મોજ, ઘેલો૦
ચુંબન એ પીટયો શું કરશે, ઘેલો૦
શું આલિંગન એ ભરશે, ઘેલો૦
દીકે બળતરા છે બહુ, આ દુઃખ પ્રભુજી કયાં જઈ કહું, ઘેલો૦

મારી ઉમ્મર કિશોર વય, ઘેલો૦
બોલે તે શેઠાણી કહી ઘેલો૦
મુજને શરમ ઘણી એ થઈ, ઘેલો૦
આ દુઃખ કહેવું કયાં કયાં જઇ ઘેલો૦
જેનું નજીક દીસે મોત, ભાળું નજરે કાચું પોત, ઘેલો૦

પીટયાં સમજ્યાં નહિ માબાપ, ઘેલો૦
જોઇને સાઠ વરસનું પાપ, ઘેલો૦
એનું નાણે મોહ્યું મન, ઘેલો૦
મુજને મુકી મોરે વન, ઘેલો૦
વે નાશીને કયાં જાઉં, બાંધી દોરડીએ લટકાઉં ઘેલો૦

રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.

---

## ભુંડા ભાયડા વિષે.

(બાઇઓ જેની ભારજા ભુંડી રે, પિડા તેના અંતરમાં ઉંડી)

બાઇઓ જેનો ભાયડો ભુંડો રે, ઘાય તેને અંતરમાં ઊંડો રે.

ઘરે ઘડી એક પગ ટકે નહિ, રખડ્યાં કરે બહાર;
ઘર-નારીને પાટુએ મારે, પરનો રાખી પ્યાર. બાઇઓ૦

કરી કમાણી કાંઈ ન લાવે, ખાય વેચી ઘરબાર;
છેવટે ખાવા વાસણો ટાળે, રમવાને જુગાર. બાઇઓ૦

ચોરીઓ સદાય કરતો ચાલે, લઈ પરાયા દામ;
આંગણે ઉભો કોઇ ન રાખે, નીતિ ખોર હરામ. બાઇઓ૦

સાચું કે'તાં તેહને બાઇઓ, કડવું લાગે ઝેર;
કડવા બોલો કોઇ ન ચાહે, હોય આવેલો ઘેર. બાઇઓ૦

દારૂડીયાની સોબતે ચડી, પીયે દારૂના ડોઝ[1];
ફેલ ફિતુરો કરતો ચાલે, મનમાં માની મોજ. બાઇઓ૦
ખાવા આવે શ્વાનની પેઠે, શ્વાનની પેરે ખાય;
શિખામણના શબ્દો કે'તાં, ઉઠીને ચાલ્યો જાય. બાઇઓ૦

સુવાને આવે અરધી રાતે, ગામનાં ઉંઘી જાય;
અસુરાનું કારણ? કે'તાં, ઝઘડો મોટો થાય. બાઇઓ૦
છોકરાંઓને સાચવે નહિ, માગી ન આપે પાઈ;
'બાપુ' કહીને જાય પાસે તો, ઠોંસાબાજી ખાય. બાઇઓ૦

સાચું મુખે નવ બોલે એ, કાંઈ ઘડી પલ વાર;
આગ[2] લગાડે ગામ આખામાં, ટાળવાને ઘરબાર. બાઇઓ૦
પ્રભુજીને નવ પીછાણે, નવ લે મુખે નામ;
નામ લેવાનું કોક દિ કે'તાં, કોશ[3]ના લાગે ડામ. બાઇઓ૦

રેંટીયા કાંતે, દળણું દળે, કરવા જાયે ગાર;
વાસીંદાં વાળે ગામનાં ત્યારે, છોકરાં પામે જાર. બાઇઓ૦
મીજાજ ખાટો આમલી જેવો, નવ બોલાવ્યો થાય;
કે' **ત્રિભુવન** બાઈની આમાં, જીંદગી શેણે જાય? બાઇઓ૦

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

---

## સ્ત્રી ઉપર જુલમ કરનાર ભરથાર.

### ( લાવણી. )

નાર ગણીને તૂચ્છ હરામી મૂછ ઉપર ભર[4] હાથ દીએ,
પુછ વિનાનો ખર તે જાણો, ભલે જગતમાં માન લીયે;
જે પરણી કરમાં કર દઇને તે પરણી પર પ્રહાર કરે,
**નર ને ખરમાં ફેર પછી શો? નાર ઉપર જો જુલમ કરે.**

બ્હાર થકી આવે બહુ બળમાં, જાણે મોટો જોધ ખરો,
"હું", "હું" કરી હુંકી બોલે, વકરેલો વાઘ બને ખચરો;
સત્તર ખાંડી રાઈ ભરી, ઘર પગથી ઉપર પાય ધરે, નરને૦

---

૧ માપ. ૨ કજીઆ. ૩ ખોદવાનું હથીઆર. ૪ ભલે.

ગોરી ઘુવડ માફક ઘેરી, ફાંગો ફાંગારોળ કરે,
ચાંચુ ભરીને સાસુ નણુદી, ઘોરખોદીયાં પેઠ લોહી હરે;
હીજડા પાડે મોટા બૂમાટા, ખરા ગદ્ધાનું રૂપ ધરે, નરને૦

નરમ શબ્દ વળી નાર વદે તો, ગરીબ ગોઝારી વદે વળી,
જો હિમ્મતથી બળ કરી બોલે, તો કહે, 'રાંડ ગઇ નીકળી';
બાપ મરે, તુજ ભાઈ મરે, એમ મરે, મરે–ની વૃષ્ટિ ઝરે, નરને૦

શાક કર્યું કેમ ખાઉં રંડા, દાળનું હાંડલું શિદ ભર્યું,
વગર કમાવે ખાવું ઝાઝું, ફટ ફોડીશ ફુવડ હોજરૂં;
શા માટે તું જીવતી રહી છે, મરતી હોય તો નવી મળે, નરને૦

ચકલાની વહુ કેવી ચતુર છે, સુંદર્યાની વહુ બહુ સારી,
ઘુઘરાને કરમે ભમરાળી, અરે વિધાતા કયાં ધારી;
પણુ હું કયાં છું નબળો, લેતી જા કહી લાતો વડે લડે, નરને૦

જા તારા પીયરમાં ચાલી, ભમરાળી કરમે કાળી,
શૈર સટામાં હોળી ઉઠી, જુગારમાં મુકયો બાળી;
ભારે પગલાંવાળી કહીને, જુતિયાં લઇને જુધ્ધે ચડે, નરને૦

શો અપરાધ પડયો મુજ સ્વામી, ચરણુ તણી હું છું દાસી,
મુક લવારો રંડા તારો, ફરી બોલે તો દઉં ફાંસી;
ચુસી ચુસી લોહી પીઉં ત્યારે, મુજ અંતર શાન્તિ ઠરે, નરને૦

કપડાં તારો ભાઇ કરે ને, ઘરેણાં તારો બાપ લીયે;
તુજ હૈયાની હોળી કરવી, હામ રહી ગઈ છે હૈયે;
ભાગ્યહીણી કહી ભાંડ ભવૈયા, પેઠે ભડવો ભસી મરે, નરને૦

ઠામ ઠામમાં ઠરી ઠરીને, રંડવો નારની કથા કરે,
લાખ ભર્યા અવગુણુ પોતામાં, તેને તૃણવત્ દીલ ધરે;
તૃણુ તુલ્યે અવગુણુ નારીના, મેરૂ કરતાં અધિક કરે, નરને૦

બ્હાર તણા લોકો આવીને, નારી સાથે લડી મરે,
તેમાં પણુ હૈયાનો ફુટયો, ફુટો નાર તણોજ કરે;
ભોગ મળ્યા ભામાના સુખના, ભામા રાત દિવસ પ્રજળે, નરને૦

જ્યાં નર નાર તણા બૂમરાણુ, નરકની ખાણુ નકીજ ઠરે,
રાત દિવસ આંસુનાં ઝરણાં, કુળ બ્હોંતેરાં બૂડી મરે;
કવિ **ભગવાન** અનાડી પતિને, જીવતો જમરૂપે ચિતરે, નરને૦

શિરથી પકડી ચોટલો ગ્રહીને, 'પટકી છાતી ઉપર ચડે,'
મારૂં, મારૂં, કરીને મુવો, બકરી સમ બૈરીને કરે;
'હઉ, હઉ' કરીને સાસુ નણુદી, એજ લાગની એ ઉચરે, નરને૦

ઘણાક ઘરમાં નર નારીના, કુસંપના ઝઘડા દીઠા,
કવિવર ઉપમા એકજ આપે, જાણે દારૂનાં પીઠાં;
અજાયબી મોટી જણનારી, જળી નહિ ઈંગાર વડે, નરને૦

ક્યાંથી જળે ઈંગાર ભઠ્ઠીથી, ઈંગારા ઉત્પન્ન થયાં;
જાતે દહ્યાં દહ્યાં બીજાને, વર્ણવ કઇ પેર જાય કહ્યાં,
એવાં જણ્યાં ન જણતાં પથરા, જણે જગતમાં સુખ ભરે, નરને૦

**રા. ભગવાનલાલ ડુંગરશી.**

---

## ભાગ્યશાળી ભરથાર કોણ ?

### (હરિગીત છંદ.)

સુંદર સદન શોભાવતી, સૌભાગ્યવંતી સુંદરી,
શ્યામા રૂપે રંભા સમી, શૃંગારથી શોભે ખરી,
મનરંજની ભીડ ભંજની, જે કુશળ છે અનુવૃત્તમાં,
**એ નારના ભરથાર સમ, સુખીયો નહિ કો જગતમાં.**

જે કુમળી કંચન કાયપર, સાડી શિયળની ચળકતી,
ચોળી ચતુરા અંગમાં નિજ ધર્મ બુટે ઝળકતી;
પગ નુપુર કર કંકણુ ખખડતા, સત્ય શબ્દોચ્ચારમાં, એ નારના.

દાડમ કળી સમ દંત પંક્તિ, નેત્ર શાંગ વિકાસનું;
રોમાંચકારક દર્શ, સાંગોપાંગ જેનું ભાસતું,
ચૈ જેહ પ્રેમાતુર આલિંગન ભરે ઉત્સુક્તમાં, એ નારના.

જેના દીકર કોમળ અને, કટી કેસરી સમ લચકતી;
ચંદ્રાનની ચાંચલ્યતાથી, હાવભાવે મચકતી;
જે કામિનીની દામિની સમ દિવ્ય કાંતિ દીસમાં, એ નારના.

જે સદ્ગુણાલંકારથી સર્વાંગ શોભે સુંદરી,
ઓપે સતીનો ચંદ્ર ભાલ, સમર્થ જાવા ભવ તરી;
નાખે નજર નીચું નિહાળી, નેત્ર સ્નેહાંજળ ભરી, એ નારના.

જ્ઞાન પુત્રોને પતીના, માનમાં વૃદ્ધિ કરે,
નિત શાન્ત ચિત્તે ભ્રાંત હરતી, કાંત પર કરૂણા કરે;
દેતી રતી નિર્મળ મતિ પતિને વિપત્તિ વખ્તમાં, એ નારના૦
બોલાવતી ડોલાવતી, ઝોલાવતી રતિ મદ ભરી,
ભરમાવતી શરમાવતી, કરમાવતી ગ્લાની હરી;
શ્રૃંગારથી આનંદ સદા, સ્વામીને ગૃહ વખ્તમાં, એ નારના.
મનહરણુ મુખ મુદ્રા વડે, નિત મધુર સ્વર ઉચ્ચારતી,
રહે દીલ થકી પ્રમુદિત અધરામૃત પીતાં પાતાં રતી;
અરૂણ કાંતિ તરૂણ ત્રિયા, નિપુણ પાતિવ્રત્તમાં, એ નારના.
નહિ ફેલ કરતી છેલ સંગ, છકેલ સમ સુખ વેલડી,
બનતી ઉમળકા ઉદ્‌ભવાવી, આપ સમ અલબેલડી;
ગુણિયલ સ્વભાવે શાન્ત ગૌરી, સુકિર્તી વ્યાપી વ્યામમાં, એ નારના.
દેદિપ્યમાન દીદારથી દારા દિવાનું દીલ કરે,
નિત્યે નવોઢા નાર નૌતમ ખેલ નેહે આદરે;
જે સુંદરી સ્વામિથી નહિ, ચિત્તવિત્ત વિરક્તમાં, એ નારના.

રા. એન. એન. પારેખ.

* * * * * *

## હરિગીત છંદ.

પહેલા પ્રહરમાં ઉઠીને, તે સ્નાનવારી મૂકતી,
જળપાત્ર માંજી ઝાડુ કાઢી, હર્ષમાં બહુ ઝુકતી;
કર્તા તણા ગુણ ગાય, બહુ, ધરી પ્રેમ નિર્મળ કંથમાં,
**એ નારના ભરથાર સમ સુખીયો નહિ કો જગતમાં.**
બીજા પ્રહરમાં બાળ બચ્ચાં, પ્રિતથી તે જગાડતી,
સ્નાન ઉષ્ણોદકે કરી, કરે ઇષ્ટ સેવા લાડથી;
મન નમ્ર ને કોમળ બને, ધરે પ્રેમ નિર્મળ કંથમાં, એ નારના.
બહુ પ્રેમથી કે' કંથને, કરો દંતધાવન હે પતિ,
નિર્મળ ઉદકનું પાત્ર મૂકે, મૂકતી આસન વળી;
તન નમ્ર ને કોમળ મને, ધરે પ્રેમ નિર્મળ કંથમાં, એ નારના.
શૌચ વિધિયો ત્યાગી, આ તવ સ્નાનવારી આપતી,
ધરી સ્વચ્છ વસ્ત્રો હાથમાં, બહુ પ્રેમરસમાં મ્હાલતી;
પૂજા તણાં પાત્રો દિયે, ધરી પ્રેમ નિર્મળ કંથમાં, એ નારના.

અંગે ધરી વળી સ્વચ્છ વસ્ત્રો, પાક તો પ્રિતે કરે,
વિવિધ પ્રકારે રસ સહિતે, પાત્ર જમવાનું ભરે;
જમવા તણી વિનતી કરે, ધરી પ્રેમ નિર્મળ કંથમાં, એ નારના.
તાંબુલ તો તૈયાર કરતી, આપવા જમવા પછી,
કોમળ હસંતી હાસ્ય યુકતે, ખામી ના રૂપમાં કશી;
શિયળ તણું રક્ષણ કરે, ધરી પ્રેમ નિર્મળ કંથમાં, એ નારના.
પરિધાન સૌ અંગે ધરી, તવ જાય છે રળવા પ્રીયે,
પરવારી ગૃહના કામમાંથી, બાળનું રક્ષણ લીયે;
નવરાવે ઓળી ચોળીને, ધરી પ્રેમ નિર્મળ કંથમાં, એ નારના.
નવરાશ કેરા સમયમાં, દે બાળકોને શીખ એ,
ગૃહરાજ્ય કેમ ચલાવવું, વાચે વિષય ઇચ્છિત એ;
સંધ્યા સમયે રાહ જુએ, બહુ પ્રેમ ધારી કંથમાં, એ નારના.
કોમળ વચનથી લે વધાવી, હેતથી તવ નાથને,
શુદ્ધ પાત્ર મૂકે જળ તણું, પીઓ કહે એ કાન્તને;
કે' ધોંસરીથી થાકીયા, બહુ પ્રેમ ધારી કંથમાં, એ નારના.
નિશા સમય કરે વ્યતિત એ, બહુ હર્ષથી પિયુ સંગમાં,
કુટુંબ કબીલો બાળ બચ્ચાં, રે' ઉમંગે વ્યંગમાં;
છે ધન્ય શીયળવંતીને, લે પ્રેમ રણછોડ કંથમાં, એ નારના.

**રા. રણછોડદાસ સાંકળચંદ મહેતા.**

---

## પ્રેમમહિમા.

**(લાવણી-"ખટક રહી આ મૃગનયનીને ચીજું કુંવરને જે અરપી")**

પ્રેમનો પંથ છે અતિશય, દુર્ગમ્ય અંત વિનાની જેની નેમ;
પુનીત પ્રેમની ખરી પરિક્ષા, અનુભવી નર વિણ થાશે કેમ ?
હિમ તન દહે ન કહે કદાપિ, પ્રેમ મહિં જે સુખ માને,
એવી પીડા કમળ મનની, હાય! ભાનુ તે શું જાણે ?
તરસ્યાં રહેતાં, દર્શન વિણ જેનાં, નિત્ય ચિત્ત રાખી જેમાં;
એવાં ચકોરની પ્રીતિ દયાહિન, ચંદ્રના મનમાં ઉતરે ના!
ઘુમડી ઘટા જોઈ પ્રીતમની, અલ્હાદ ચિત્તથી નાચે મોર;
તેના તરફ એક બિન્દુ ના ફેંકે, એવો નિર્દય મેઘ કઠોર!

"પીયુ પીયુ" કહી પપીયાં પોતે, પ્રાણ ત્યાગ પણ જો કરતાં;
પાજી પીયુ મન ધ્યાન ન આવે, મહાન પાતક શિર લેતાં !
સર્વસ્વ ત્યાગ કરી, રહેતાં વશ, પ્રતિ દિન ચિત્ત ધરી શાન્તિ;
એવી પ્રીતિ મીન તણી જોઈ, જળની ના ફાટે છાતી!
જાય પતંગ સમીપ દીપના, જળી બળી પડતાં તે મહી;
એવી પ્રીતિ પરખી દીપ મન, હાય! દયા કંઈ આવે નહિ!
એવી પ્રીતિની રીતી જોતાં, થાય અતિશે ચિત્ત અધીર;
જેને માટે પ્રાણ નિવારે, તેજ ન જાણે તેની પીડા?

**રા. છગનલાલ નારાયણભાઈ મેસ્ત્રી.**

* * * * * *

## ( ભૈરવી ગજલ. )

પ્રેમ, પ્રેમની ઝંખના, કરતાં ફરે સૌ વિશ્વમાં;
પણ પ્રેમની પૂરી યોગ્યતા, પરખે છે કોણ વિશ્વમાં. પ્રેમ.
પ્રેમ-વાતોમાં સદા, મન ઉમંગે રાચતું;
પણ છે કઠણ એ વાતને, નીભાવવી આ વિશ્વમાં. પ્રેમ.
પ્રેમના સુખ આગળે, બીજાં બધાં સુખ તુચ્છ છે;
પણ સુખ એ સૌના ભાગ્યમાં, લખ્યું નથી આ વિશ્વમાં. પ્રેમ.
ન હોત એમ તો કદિ, રાજપાટ ત્યાગીને;
રંકને વેશે રખડતો, રાય શું આ વિશ્વમાં. પ્રેમ.
પ્રેમમાં સુખ હોત તો, સંસાર સુખ-સાગર થતે;
એની તજીને કોણ આશા, કરત બીજી વિશ્વમાં. પ્રેમ.
ન હોત પ્રેમમાં પીડા તો, પ્રેમીનાં સુખની જગા;
કરવી પડત કીરતારને, મુશ્કેલ બહુ આ વિશ્વમાં. પ્રેમ.
શું કહો છો એમ કે, પ્રેમ માંહી સુખ નથી;
જાુદું બતાવો, સુખ—શેમાં સમાયું વિશ્વમાં. પ્રેમ.
જુવો સીતાનો રામ માટે, પુનિત પ્રેમ કેવો હતો;
એ પ્રેમે શું પાડી નથી, સુખની પ્રતિતી વિશ્વમાં. પ્રેમ.
નળ અને દમયંતિના શું પ્રેમને વિસરી ગયાં? *
પ્રેમ થકી એ દમ્પતિ, કેવાં સુખી આ વિશ્વમાં. પ્રેમ.
સત્યવાન સાવિત્રીનું, જુવો તપાસો પ્રેમ સુખ;
એથી રૂડું સુખ શું બીજું, જોશો તમે આ વિશ્વમાં. પ્રેમ.

હા, એ બધું છે ખરૂં, પણ તમારા પ્રેમમાં-
કયાં છે એવી પ્રૌઢતા, નિર્દોષતા આ વિશ્વમાં? પ્રેમ.

પ્રેમ માટે આત્મપણે કહેતા તમારા પૂર્વજો!
જે પ્રેમને કહી 'ધન્ય' તમે, હજુ ગાવ છો આ વિશ્વમાં. પ્રેમ.

જે પ્રેમ માટે સુખ તજી, અતિ દુઃખથી પણ આનંદ થતાં;
પ્રાણાન્તે નહિ પ્રેમને, તજતાં કદી આ વિશ્વમાં. પ્રેમ.

શું થશે તમથી કદી, એવું પ્રેમને માટે કહો?
એવું થતાં તો 'હાય' કહી, પ્રેમ તજશો વિશ્વમાં. પ્રેમ.

ભાઇ હો! એ પ્રેમની, ગતીનો કોણ પામે પાર;
ન પાર પામ્યું કોઈએ, ન પામશે આ વિશ્વમાં. પ્રેમ.

દેવ દાનવની મતી, પણ એ ગતિને પહોચવા;
થઈ નથી કદી સમર્થ તો, માનવ મતિ શું વિશ્વમાં. પ્રેમ.

એવી પ્રબળ ગતીથી પ્રેમ, વિર વિજયી સિદ્ધ છે;
તેથી પ્રેમ પાસે ચાલવું, માથુ નમાવી વિશ્વમાં. પ્રેમ.

**રા. છગનલાલ નારાયણભાઈ મેસ્ત્રી.**

* * * * * *

## ( વસંતતિલકા. )

પ્રેમી પતંગ નિજ અંગ દીવે દઝાવે,
પ્રેમાન્ધ સારસ તણો કદી દેહ જાવે;
એ'ચાય લોહ ચમકે, ત્યમ પ્રેમી પ્યારી,
**છે પ્રેમની ગતી અતિ, સરવેથી ન્યારી.**

સ્વામી શશી નહિ મળે કુમુદી સુકાયે,
ભાનુ વિના કમળને બહુ દુઃખ થાયે;
જીવે નહિ મિન કદિ નહિ હોય વારી, છે.

પ્રીતેજ કાષ્ટ ચીરતા ભ્રમરો અતિશે,
પ્રીતે પુરાઈ કમળે, મકરંદ પીશે;
શાખી કહે અતિરવે, "ઘન" હાક મારી, છે.

થાયે અહી દુઃખી ખરે; મણિ ના મળેથી,
ચાતુક સ્વાતિ વિણ બુંદ પીશે જળેથી?
ચાહે ચકોર શશિને દગ એક ધારી, છે.

લુબ્ધાઇને પ્રિય જનો પકડાય પાસે,
સ્નેહે વિલુબ્ધ થઈ, જાળ થકી ફસાશે;
ખેંચાય આકરષણે નર પ્રેમી નારી, છે૦

પ્રીતિ તણી જડ નહિ નીકળે કદાએ,
પ્રીતિ તણું થડ કદા ઉખડી ન જાયે;
રાખોજ પ્રિત ચીતમાં જ્યમ દુધ વારી, છે૦

નારી સતી થતી ખરે પતિના વિયોગે,
આપે નકી અનળમાં નિજ અંગ ભોગે;
ત્યારે શરીર દુઃખ ના ગણુકારનારી, છે૦

કુસુમ સૂર્યમુખીનાં પ્રિયના વડે તો,
થાયે વિકાસીત ખરે, તરણીથી એ તો;
પ્રીતિની ગાંઠ મજબૂત ન છુટનારી, છે૦

છે પ્રેમ તો જગ તણી ચીજનો દુઃકારી,
બાંધે ઘણા ભવ નકી પડી નર્ક બારી;
આવે ન પાર જીવનો, ભમતાં અપારી, છે૦

જો તું ચહે સુખ ખરૂં જપ વિભુ નામ,
ને પ્રેમ વિભુપર કરે જવું મોક્ષ ધામ;
સંસાર બંધન સહુ જીવ કષ્ટકારી, છે૦

શ્રંગાર ભક્તજન તો ગણશે અંગાર,
જીભે અહોનિશ જપે પ્રભુ સુખકાર;
સંસારી તો પણ નકી જુદું પક્ષવારી, છે૦

સંતોષ રાખ જન તું જગમાં સદાય,
આ જંપ જાપ જપજે, જગ સુખ થાય;
ને મોહસાગર તણો પુલ તો ઉતારી, છે૦

રૂધીર માંસ મઢીને રચીયું છે આવું,
પેખે ખરે શરિર તું વનિતા રૂપાળું;
એ નાર દ્વાર વિલુબ્ધે જન તે ધિક્કારી, છે૦

**રા. પુરૂષોત્તમ નથુ.**

* * * * * *

## ( ગજલ. )

( અગર હમ બાગબા હોતા. )

**અરે ઓ પ્રેમ તારો નેમ, નવાઇ તો પમાડે છે;**
મહા રાજેન્દ્રને પણ તું, રમકડાં સમ રમાડે છે-અરે૦

લઘુ ઢ્રી વર્ણનો છે તું, છતાં તારી ખુબી ન્યારી;
બતાવી સુખ પે'લાં તું, પછીથી દુઃખ દે ભારી-અરે૦

રખડતાં કંઇક થયા રાને, દીવાના કારણે તારે;
પડ્યા યાહોમ કરી રણમાં, ખપ્યા ખાંડા તણી ધારે-અરે૦

અરે ઓ પ્રેમ તુજ ખાતર, સહી સંકટ સુકોમળ તન;
ભમ્યા છે રામ દશરથતન, સીતાની શોધમાં વનવન-અરે૦

કરાવે તું પરાયું કામ, રડાવીને હસાવે તું;
સુધાને તાપથી તાવે, નીચા સંગે ફસાવે તું-અરે૦

કરીને પ્રાણ પરવશ તું, મીઠી નિદ્રા બધી ટાળે;
ચિતા ચિંતાની સળગાવી, અહોરાત્રી બદન બાળે-અરે૦

ભુજંગમ પુંગીને પેખી, વીણાને ચાહી કુરંગો;
તજે છે પ્રાણ તુજ માટે, કમળમાં એ રીતે ભ્રંગો-અરે૦

પતંગો દેખી દીપકને, મરે છે મીન વીણ વારી;
તૂટે જુરાફની જોડી, ન જીવે એ તું બલીહારી-અરે૦

લગાડ્યું ચંદ્રને લાંછન, ઈંદ્રને શસ્ત્રભંગ કીધો;
કીધો કંકર મહમદને, ભેખ ભર્તહરી દીધો-અરે૦

ધરા પર ધ્રુવને ધારૂ, અપાવ્યું તેં અવિચળ ધામ;
કપાવ્યું કુળ રાવણનું, બનાવ્યા ગોરીના ગુલામ-અરે૦

મરે મારૂં કરી મુરખા, છતાં નેત્રે બની અંધા;
ભુલીને ભાન માન વિના, ઉંધા સૌ આદરે ધંધા-અરે૦

કરીને કેફમાં ગુલતાન, બહુ બુરૂં બકાવે છે;
ભલે ભુંડે સ્થળે પાડી, ખરે તું ધુળ ફકાવે છે-અરે૦

ઉંચી જ્ઞાતી છતાં તેને, અભક્ષાભક્ષ કરાવે છે;
અધમ જ્ઞાતી તણા જનને, નીતી ચીલે ચઢાવે છે-અરે૦

નવી ટાઢી કરી તેં તો સુધન્વાને બચવ્યો છે,
જુનાગઢવાસી નરસિંહને, ખરે મોક્ષ અપાવ્યો છે-અરે૦

સતી તારામતીએ જે, ભર્યું છે નીચ ઘર પાણી;
તજ્યો દમયંતીએ નળ ના, નકી તારી એ નીશાની—અરે૦

હૃદય રાધાતણે પેસી, મહા દેવી બનાવી તેં
રહી સંગે સુદામાને, અચળ પદ્વી અપાવી તેં—અરે૦

ભરીને વીખનો પ્યાલો, મીરાંને મારવા માટે;
દીધો રાણે થયું સુધા, વળી તે સ્વર્ગની વાટે—અરે૦

મરાયા પુત્ર બે તદપિ, ખરે ખેંગારની રાણી
થઈ તાએ ન સોળંકી, બની ચેમાં સતી શાણી—અરે૦

અજબ તારી ખુબી છે પ્રેમ, હતી જે કુબજા કાળી;
તથાપિ કૃષ્ણને પાળી, દીધું આવાગમન ટાળી—અરે

ખરે ઓખા અનિરૂધની, સ્વપન વિષે પ્રીતે પરણી;
થયાં વિખ્યાત વસુધામાં, બની તારી દીસે કરણી—અરે૦

અખિલ આ વિશ્વમાં તારી, પુરણ સત્તા રહી જામી;
ધની ને રંક સૌ રાજા, કરે તન તોડી ગુલામી—અરે૦

બતાવું શું કહી વદને, ન પામું પાર હું તારો;
બને છે પાત્ર તેવો તું, ભુરો છે એ ન મત મારો—અરે૦

કદાપિ હેમ પરખાયે, કસોટી વીણ ના, ના, ના;
વીના તારા દીસે છે તેમ, ટકાનું માનવી હા, હા—અરે૦

વિષમ ભવસિંધુ તરવાને, અવર કોઈ નથી ઉપાય;
પરંતુ આશરે તારે, નકી જડ પ્રેમી તે તરી જાય—અરે૦

સુનું વારી વિના સરવર, તરૂવર તત્ર વિણુ નિરધાર;
વિના તું પ્રેમ 'ચંદ્રમણી' તેમ, સુનો ભાસે ભકળ સંસાર-અરે૦

સૌ. ચંદ્રમણી.

---

## મિત્રના પત્રનો જવાબ.

( દોહરા. )

પત્ર લખી પરદેશથી, કીધો અતિ ઉપકાર;
રમણિક રચના પેખીને, ઉપજ્યો હર્ષ અપાર.

મમતા આવે ક્ષણુ મહિં, પળમાં ચાલી જાય;
કૃતિ ન્યારી જગરાયની, કોઈ થકી ન કળાય.

પાળક જ્યાં શત્રૂ થયો, ત્યાં કોની સંભાળ;
લૂંટ ચલાવે રાય જ્યાં, કોણુ પ્રજા પ્રતિપાળ.

નીચ ન છોડે દુષ્ટતા; પાપી તજે ન પાપ;
કૃત્ય ખરાબ કરી સદા, વ્હોરે દુઃખ અમાપ.

પાળ વિના સરોવર નહિ, વાડ વિના નહિ વેલ;
એમજ માન સુકાર્ય વિણુ, મેળવવું મુસ્કેલ.

માન મળ્યાથી માનવી, મનમાં જ્યમ હરખાય;
રાય તણી છાયા થકી, પ્રજા અતિ સુખી થાય.

વ્હાલ વિના પતિ પત્નિનું, જોડું દુઃખીયું થાય;
લાડ વિના બાળક તણું, વદન જેમ કરમાય.

મિત્ર સોનું આપે ખરો, જેમ કદી ન પ્રકાશ;
તૃષ્ણા બુઝવાની નહિ, મૃગજળથી કદી આશ.

સત્ય તરે અંતે સહુ, સત્ય તણા ગુણુ ગાય;
દામ વિના પણુ સત્યથી, જગમાં જન વખણાય.

સૂર્ય પ્રકાશ વડે વધે, છોડ ક્ષેત્રમાં જેમ;
ખીલે હૃદય રૂપી કળી, સત્ય તેજથી તેમ.

રણુમાં કામ ન લાગશે, કાષ્ટ તણી તરવાર;
હોડી કાગળની સદા, કદિ નહિ તરનાર.

શા. નિઝામુદીન એ. કુરેશી.

---

## સંપ.

### ( સવૈયા એકત્રીસા. )

દુઃખ માંહી જે હિમત આપે, સુખમાં અધિક વધારે સ્વાદ,
સંપ હોય જો નિજ કુટુંબે, કહો દુશ્મનની શી તાકાત;
દેશી જન સહુ એક કુટુંબી, મુળ વાત લ્યો એહ ભણી,
માનો જો નુકશાની સંપથી, તે તજવાથી હજાર ગણી.

જાળ પડેલું દ્વિજગણ સંપે, પાર પાડ્યું **પંચતંત્ર** જુવો,
જાળ લઈ ઉડ્યાં સહુ પંખી, વાંચીને સંદેહ ખુઓ;
વૃદ્ધ તણી અનુભવી શીખામણ, જુવાનના બળ સાથ મળે,
આભ અવની બે એક કરે ને અટકના પણ ગર્વ ગળે.

કઠિઆરાએ ખભે મુકેલા, કુહાડા જોઇ કંપ્યાં વૃક્ષ,
કાળ આપણો આવી પહોંચ્યો, એમ કર્યો સઘળાએ લક્ષ;
વૃદ્ધ વૃક્ષ એક બોલી ઉઠયો, શીદ ભાઇઓ થાઓ દુ:ખી,
આપણમાંનો અન્ય પક્ષમાં, જાય નહિ તો સમજો સુખી.

દુશ્મનથી શું બનવાનું છે, જો દસ્તો ન કુહાડા સાથ,
આપણમાં જો કુટ થશે તો, આવ્યું મરણુજ જાણો હાથ;
કુસંપથી રાવણ કુળ ઉખડ્યું, કૌરવ કુળ પણ પામ્યું નાશ,
શૂરવીર રજપૂત મરેલા, કળીયુગ માંહી થયા એક રાશ.

**રા. મણીશંકર મૂળશંકર પંડયા.**

* * * * * *

સંપ તણી બલિહારી ગાતાં ગાતાં પાર નહિ પામું,
સંપ હોય ત્યાં ઇચ્છિત સે'જે, લાભ થાય હું તો માનું;
સંપ હોય તો શું નહિ થાશે, અશક્ય શક્ય થશે સે'જે,
નહિ ધારેલું નહિ માનેલું, કાર્ય થશે હોંશે જે જે.

ઐક્ય એજ બળ માને શાણા, અનુભવી અનુભવથી પોતે,
સંપ વિણ સઘળી સામગ્રી, વ્યર્થ કોઈ કાર્ય તો તે;
દીપક જેમ દીવેલ વીના, નહિ ટકી શકે નક્કી ક્યારે,
નયન જતાં જોરાવર જન પણ, વિચરી નહિ શકશે ત્યારે.

પાંખ વિણ જયમ પંખી કેરી, દયાજનક દેખાતી દેહ,
મહેલ તણી ભીંતજ ભાગે તો, સ્થિતી થશે જેમ તેની જેહ;
બહાદુર બહુ બાહુ-બળ વાળો, એક બાહુ જાતાં તેની,
સ્થિતી થતી તેમજ સૌ માનો, સંપ વિણ નિશ્ચય સૌની.

સુખ તણું મુળજ માનો સૌ, સંપ સંપ શક નહિ ધારી,
કરી યત્ન મુકી સૌ મમત, સંપ કરો સૌ નરનારી;
ખાધા વિણુ ખરેખર કોઇને, નહિ ચાલે ઝાઝા દા'ડા,
સંપ વિણ નહિ કોઇને ચાલે, વિઘ્ન આવતાં બહુ આડાં.

ચાહ્યું નહિ કરશે તે હાર્યું, કરશે ફેર નહિ આણો,
કુસંપ કેરી ભારે ભીંસે, દેખી ત્રાસે સૌ જાણો;
કાળ સમીપ જેમ કો ન ટકે, તે પ્રાણ જેમ નકી હરનારો,
કુસંપ નકી નુકશાન કરે, હુંશીયાર હશે પણ હઠનારો.

કુસંપે કીધું છે ભારે, અરે! અરે! અનુપમ નુકશાન,
લખતાં લેખીની કંપે છે,! શોકગ્રસ્ત મુજ થાયે જાન;
તવારીખમાં જોતાં ઝાઝા, મળે પુરાવા પારાવાર,
મહાભારતનું યુદ્ધજ એથી, ઉપજ્યું જેથી હાણ અપાર!
રજપૂતોનાં રાજ્ય ગયાં! પરતંત્ર થયો પ્રિય ભારતવર્ષ,
ગઈ સમૃદ્ધિ ભારત કેરી, રીસાયો તે બહુ બહુ વર્ષ;
સંપ થકી જાપાન તણી, બલિહારી અનુપમ આજ ગવાય.
ચતુર્ખંડમાં અંગ્રેજોનું, રાજ્ય અતિ પ્રસર્યુંજ જણાય.
બે કર કેરા સંપ વિના, તાળી પણ પાડી નહિ શકાય,
શ્રેષ્ટ ઉન્નતિ કેરાં કાર્યો, સંપ વિણ શી રીતે થાય?
કલ્પવૃક્ષ સંપજ માનીને, સેવો તેને સારી પેર,
ઇચ્છિત ઉન્નતિ એથી થઇને થાશે સારી લીલાલે'ર.

હિન્દુ, મુસલમાન, પારસી, ઇત્યાદિ કોમો કે'વાય,
સર્વ એક છે નામો જુદાં, સત્ય ગણત્રી એજ ગણાય;
સર્વ નિયંતા એકજ ઇશ્વર, યોજક છે સૌનાં નિરધાર,
બાળ સહુ છે એનાં નક્કી, ભ્રાતૃભાવ ચહે જગરાય.

સંપ કરો ભાઇ સંપ કરો, મુકીને સઘળી આડી વાત,
શુભ ઉન્નતિ કરવા કેરો, સમય સાંપડયો છે મુજ ભ્રાત;
લાયકાત આથી લેખાવે, વિઘ્નો વણસે પારાપાર,
પુરૂષોત્તમ સુત લક્ષ્મણ કે'છે, સગવડ એથી મળે હજાર.

**રા. લક્ષ્મણ પુરૂષોત્તમ ઠક્કર.**

---

## વ્યભિચાર.

**( મનહર. )**

વ્યભિચાર થકી યાર, વ્યભિચાર કરનાર,
પૈસા થકી પૂર્ણપણે ખરાબજ થાય છે;

વ્યભિચાર કરનાર પકડાય ત્યારે તેઓ,
કમોતેથી મરે તેવી ઠોંસાબાજી ખાય છે;
ઠોંસાબાજીથી બચે તો ચાંદી ને પ્રમેહ જેવી,
મહા વ્યથા ભોગવીને પૂરણ પીડાય છે;
પૂરણ પીડાય વળી દવામાં દામે લૂંટાય,
અને વળી ધંધા થકી ધક્કા ઘણા ખાય છે.

હો હો અને હાડ હાડ દુનિયાનાં લોક કરે,
લુચ્ચો ને લફંગો એવો કાયમ ગણાય છે;
માનથી બોલાવે નહિ ઘરે કોઇ ચાહે નહિ,
નિર્લજ નકટ એવો જગમાં મનાય છે;
ફરીઆદી થવા થકી કોરટે દોરાય, અને—
બન્ને પગે લોઢા તણી બેડીઓ જડાય છે;
વ્યભિચાર થકી ઘટે ઉંઘ આ'ર લાજ રમા,
ધંધો રોજગાર અને સંપ નાશી જાય છે.

વધે છે વ્યસન મોટાં દારૂ ને અફીણ જેવાં,
સોગન ખાવાની ખોટી ટેવ મોટી થાય છે;
ધંધા રોજગાર વિના આખર હેરાન બની,
ઘરનો સામાન અને ઘર તે વેચાય છે;
બેચેની વધે છે બહુ ઘર-દાર સુનો ગણે,
સહોદર ચાહે નહીં આપણા એ ભાઈ છે;
વ્યભિચાર કર્મ એવું કહે ભાઇ **ત્રિભુવન**,
વ્યભિચાર કરનારનેજ દુ:ખદાયી છે.

સાથે કોઈ ચાલે નહિ સભામાં બોલાવે નહિ,
અપમાને રાય રંક વ્યભિચારી જાણીને;
ભાડે ઘર આપે નહિ, ખાતે કોઇ ધીરે નહિ,
ચાકર ન રાખે કોઈ, જાણી એની કા'ણીને;
સીક[1] પડે તેવે ટાણે ચાકરી ન કરે કોઇ,
વળી સાચી માને નહિ એહ તણી વાણીને;
એટલાં વાનાં બને છે વ્યભિચાર કરવાથી,
ઢોલ વગડાવી કહે **ત્રિભુવન** તાણીને.

---

૧ માંદો.

**છપય છંદ.**

કહાં કપાવે નાક, કહાં ફોડાવે દગને;
પડે મૂંઢ કાં માર, કહાં મસળે રગ રગને.
બને લંગડો પાય, ખાય લાકડી મારો;
કાં કર ઠુંઠો થાય, ખાય ખાંતે તરવારો.
કહાં કપાવે કોટને, મોત વિના એ મરાય છે;
વ્યભિચારી નરના સદા, આમ ભવાડા થાય છે.

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

* * * * * *

(વૈદરભી વનમાં વલવલે.)

**બચજો સૌ જન આ, દુષ્ટ વિષય થકી,**
નહિ તો રડશો રડવડતા, પછી કાંઇ ઉપાય નથી,
બચજો સૌ જન આ,
મરદારા માતા જાણીને, સૌ રહેજો દુર;
રાજી રહેશે પ્રભુ તે થકી, તમે જાણો જરૂર, બચજો૦

બે રે ઘડીનું સુખ છે, પછી નહિ રે કાંઈ;
આખર વિપત્તિ પડશે, તમે રહેશો રોઇ, બચજો૦

મિથ્યા અભિલાષા મનની, દોરશે કુપંથે;
ચેતી ચાલો સૌ તે થકી, કહું છું હું હેતે. બચજો૦

રાવણ સિતા લઇને, શું પામીયો સુખ;
રામ હાથે તે હણાઇ ગયો, આખર પામીયો દુઃખ, બચજો૦

વાલી પણ કુદષ્ટિ થકી, થઇ ગયો ખુવાર;
તેને પણ રામે મારીયો, સમજ્યો નહિ રે ગમાર. બચજો૦

અહલ્યા શલ્યા થઇ પડી, તે પણ તેનાં મૂળ;
ઈંદ્રે સુખ સારૂ દુઃખ મેળવ્યું, ભવોભવનું શુળ, બચજો૦

દુર્યોધન દુષ્ટેચ્છા થકી, આખર પામીયો નાશ;
ભીમ હાથે હણાવીયો, રહી કૃષ્ણે પાસ. બચજો૦

કિચક કામદષ્ટિ થકી, થઇ ગયો અનાથ;
દ્રૌપદાએ ભરમાવીયો, ભીમ બળીયાને હાથ, બચજો૦

જયદ્રથ પણ દુષ્ટેચ્છા થકી, પામીયો નહિ હામ;
ભીમે તેને આપીયા, કપાળમાં ડામ, બચજો૦
આવા આવા દાખલા, બન્યા છે રે અનેક;
માટે ચેતી ચાલ તું, શું તું ભુલ્યો છેક. બચજો૦
ઝાઝું કીધે શું થશે, સમજે તો છે બહુ;
નીતીથી લાલસિંહ ચાલજો, એજ કહું છું હું. બચજો૦

**રા. લાલસિંહજી રાયસિંહજી દેસાઇ**

---

## કન્યાવિક્રય કરનારને કોરડા.

### ( સવૈયા—એકત્રીસા. )

રામાયણ ભારતાદિ વિષે, વાંચી દારૂણ દૈત્યની વાત;
ઉત્કંઠા ઉદ્‌ભવતી ઉરમાં, જોવાને એ દૈત્યની જાત;
વર્તમાનમાં નહિ વિચરી, ભવશો[1], નાસીપાસ ન ભ્રાત,
કન્યાવિક્રયકાર નિશાચર વર્તમાનમાં સત્ સાક્ષાત.

પ્રાચિન દૈત્યો કરતાં આ, અર્વાચિન દૈત્યો અતિશય ક્રુર;
પ્રાચિન દૈત્યો નિજ પ્રજા[2]પર, રાગ રાખતા યથાર્થ ઉર;
આ તો આધુનિક અસુરો, આત્મ-પ્રજા પણ પીડે સાર[3];
**કન્યાવિક્રયકાર નીશાચર શીરપર શત કોટી ધિક્કાર.**

અરે!! અરે!! ઓ કન્યાવિક્રય, કરનારા કુડા કમજાત,
આંખ છતાં શું અંધ થયા વળી, મસ્તિક છતાં વિચાર ન વાત,
આવી આવી અધમા ઉપમા, સાંભળતાં નહિ લાજ લગાર, કન્યા૦

અપરણિત[4] આત્મજા રાખતાં, યુવાન વય કેરી ઉપરાંત,
સંપતિદાયક પતિ શોધો છો, એ વિણુ અન્ય ન કાંઈ વાત;
માલ-થાલ સમ સાટાં કરતાં દલાલ દુહિતાના દુર્કાર[5], કન્યા૦

સતર વરસની સરસ સુંદરી, સોંપો સીતેર[6]વંઢની સાથ,
મડા સાથ મુકતાની માળા બાંધો હૃદયે થઇ રળીયાત;
દિપક લઈ કર કુપ પછાડો ગર્થ અર્થ પૂત્રિ પ્રિયકાર, કન્યા૦

---

૧. થશો, બનશો. ૨ સંતતિ, સંતાન. ૩ નક્કી.
૪ અવિવાહીત, ૫ ખરાબ કરનાર, ૬ સિતેર વર્ષનો વર.

અપંગ-અંધો કોઢી-પતીયો, અસાધ્ય રોગી—ભર્યો વિકાર,
અધમો-પાપી-ઉખડેલાંઓ બહુધા બદમાશો-બદકાર;
ગમે તેમ પણ ગર્થજ લાવો તરૂણી તનયા આ તૈયાર, કન્યા૦

સુંદર સ્વરૂપવાન-શોભીતા, ખાનદાન વિદ્વાન વરિષ્ટ
પણ પૈસા જો પાસ નહિ તો, કહેતાં વિક્રયકાર કનિષ્ટ;
તમ ઘર તનયા હોય અગ્યારી જાઓ જલ્દ ગણી લ્યો અગિયાર, કન્યા૦

અરે!! અરે!! ઓ વિક્રયકારી બુરી બદીના બુરા બાપ,
તુજ આત્માના અંશ વંશ પર અંશ દયા પણ દિલ શું ન સ્થાપ;
એક આત્મજા અન્ય સુપેતુ દોરી જ્યાં દે ત્યાં જનાર, કન્યા૦

તુજ વાવેલુ ઉછેરેલું, ખંત કરીને ખસુસ ખાસ,
ફુલ ફેંકતાં કંટક માંહી, તુજને કેમ ન ઉપજે ત્રાસ?
મોતી તારૂં ચુરા કરતાં ધિક્કાર કરૂણા કંઇ શું ન ધાર? કન્યા૦

વિક્રય કરીને નાક ટેરવે, કાળો મુકાવે છે કાપ,
અયોગ્ય અધિપતિ આપ્યાથી દુરાચારમાં દુહિતા સ્થાપ;
પછી હેઠથી નાક કપાવે, ધિક્કાર, તારો વિત્ત વિકાર, કન્યા૦

વિક્રયથી નર્કાધિકારી, થઈ ચુકે છે તું નર નીચ,
પ્રચંડ શ્રાપ સુતા પડવાથી, પડવાનો તામિસ્ત્રિની[1] વીચ[2];
પડ્યા ઉપર પછી પાટુ પડતી દાઝ્યા ઉપર ડામ અપાર, કન્યા૦

શરદ ૠતુના સલીલધરને[3] કમલપત્ર પર બિંદુ સમાન,
રથ ચક્રે વિદ્યુત સરખું ચળ કન્યાવિક્રય-ધન માન;
સાથે લેતું જાય હોય તે, ચાર દિવસ કરીને ચમકાર, કન્યા૦

ઉક્તિ મારી આ અંતરની, નિરખીને સમજો નર નાર,
કન્યાવિક્રય કેવો કુડો, આચરજો નહિ એ આચાર;
ચમકાવ્યા છે ચિત્ત ધરીને, ચાબુક **વસંત** મેં બે ચાર, કન્યા૦

**રા. વસંતરાય ઓધડભાઈ કોઠારી.**

---

૧ નર્કનો એક ભયંકર ભાગ ૨ વચમાં ૩ વાદળાં

# રોવા કુટવાનો રીવાજ.

( સવૈયાની ચાલ. )

અખિલ આલમના ઇશ તમોને, કરૂં વીનતિ પ્રણામ કરી,
આશા રાખે છે તમ સેવક, લેશો લક્ષે કૃપા કરી;
બુધ્ધિ આર્યને રૂડી અરપો ત્રિવિધ તાપો હરિ હરો,
હે ઇશ પડીયો ચાલ દુષ્ટ જે, કૂટવા કેરો બંધ કરો.

અહો રાખ્યો છે ચાલ દુષ્ટ એ અરે લ્હાણુ તેમાં શું છે ?
ગીતાને વળી અન્ય શાસ્ત્ર પણુ મનાઈ પણુ તેની કહે છે;
જાણી જોઇ શા માટે કુદકો મારો પેખી મોરો ધરો,
**હે વીર મારા ચાલ દુષ્ટ એ, કુટવા કેરો બંધ કરો.**

મૃત સંજીવન થાય કદી નહિ કુટવાથી ને રોવાથી,
જીર્ણ વસ્ત્ર શું થાયે આખું ફરી ફરી તે ધોવાથી;
ઇશ્વર આધિન એ છે વસ્તુ માટે તેનું ધ્યાન ધરો, હે વીર૦

ધનવન્તાને કુળવન્તાની, બૈરી બહાર કદી ના ફરે,
કુટતાં ધોરી રસ્તા ઉપર, કુદડી ફરતાં નવ તે ડરે;
હાય! હાય! કરે લેતી છાજીયાં, અરે આબરૂ કયાં વિસરો, હે વીર૦

ઘરમાં ઘુંઘટડો તાણે બહુ, દશ બોલે ના દેતી બોલ,
એ લાજાળી ને શરમાળી, કુટતાં ગજવે આખી પોળ;
જાણે નહિ કુટવાનું શાસ્ત્ર, તે સ્ત્રીનો તો પુરો મરો, હે વીર૦

કીડી ચટકે કરે કીકીયારી, રાંધંતા આળસ આવે,
એવી પ્રેમદા કોમળ અંગી, કુટવા સૌ પ્હેલાં જાગે;
જાણે ખરાબી નારી જાતની, તો પણ મુંગા બન્યા વરો, હે વીર૦

કદિ કુટે નહિ કોઇ બિચારી, નિન્દા અન્ય તેની કરતી,
હાય બાપ થઇ મોટી ઠાંઠી, પણ ધ્રુજવતી નહિ ધરતી;
ચાલ જંગલી ચાલ્યો વધતો, પેખી રહ્યા છે વીર નરો, હે વીર૦

ફરે કુદડી ગાય રાજીયા, અંગ ઉઘાડું ત્યાં થાતું;
જેવા માટે ઉભું રહેતું, ધોરી રસ્તે જે જાતું;
દુઃખનો રસ્તો એ ત્યાગીને, સુખના રસ્તે સંઘ ઠરો, હે વીર૦

કુટવાને રોવાથી બ્હેનો તમને ઝાઝા રોગ થશે.
કુટી મરો ને રડી મરો પણ ધાર્યું હરિનું તે થાશે;
રોઇ કુટી શું કરો પાખંડો, તેરે દિવસે થશે વરો,
આર્ય ભગિની કરૂં વિનતિ ચાલ દુષ્ટ એ બંધ કરો.

કરવા ધાર્યે સ્હેજ વાત છે, માટે થાવ સત્વર તૈયાર,
યત્ન થકી બાજી સુધરશે, જરા થશે નહિ તેમાં વાર;
નિશ્ચયપૂર્વક યત્ન કીધેથી ઝરશે બહુ સુખનોજ ઝરો,
આર્યબંધુઓ લક્ષે લઇને ચાલ દુષ્ટ એ બંધ કરો.

રા. ચીમનલાલ ભગવાનદાસ મોદી.

---

## અભિમાન.

### ( રોળાવૃત્ત )

તજો તજો જન સર્વ, ગર્વ તણો અવગુણ,
ખરેખરો એ છે એક મોટો દુર્ગુણ;
અભિમાન તજો સૌ ખરે અરે એ વિનતિ મારી,
તેહ તજ્યાથી જશે દુઃખ સુખ થાશે ભારી.

જે જનને અભિમાન તેહ જાણે છે એમ,
મુજ સરખું નહિ હોય કોઇ સૃષ્ટિમાં તેમ;
એક એકથી શ્રેષ્ટ હોય, સૃષ્ટિની માંહી;
ધરશો ના અભિમાન, જાવું છે જમને ત્યાંહી.

રાવણ સરખા રાજવીર ગયા છે ઉડી,
રહ્યા નહિ સ્થીર કામ હતી લાખોની મુડી;
અહંકાર કોઇનો નથી રહ્યો એમ મનમાં જાણો,
ગર્વ મુકી દઈ મોજ તમે ખુબ નિત્યે માણો.

અભિમાન ધરે જે જન, તેહને ઇશ્વર ઝુડે,
અંતે અપયશ લઇ નરકમાં નક્કી બુડે;
સ્વસુતા કે' નહિ કદીએ ધરશો ગર્વ,
ધરશો તો પડશો, ગરવ મુકી દો સર્વ.

સ્વ૦ અ૦ સૌ૦ પ્રસન્ન.

---

## સત્ય સૌંદર્ય.

**( શેઠ સગાળશા સાધુને સેવે—એ રાગ ).**

સોળ વીધિ શણગાર સજો, પણ સત્ય સમાન ન એક;
સત્યથી સેવા કીધેલી જાણો, સર્વોત્તમ છે છેક;
કહું સાચું સત્ય તરે છે રે, મુરખ વિણુ મોતે મરે છે રે;
સત્યે કાર્ય સર્વે સરે છે રે, દાના વાત દિલમાં ધરે છે રે.
સત્યે શશિ રવિ ગગન તપંતા, સત્યે સૃષ્ટિ તપેજ,
સત્યે સદા નિજ દેહ દીપાવે, સત્યનું છુપે ન તેજ;
જુવો સત્ય વાત વિચારી રે, ભાઇઓ આપ અંતરમાં ઉતારી રે!
સત્યે વધે વૃક્ષો ને વેલી, સત્યે વિમળ વાયુ વાય;
સત્યે સમુળા સંકટ જાયે, સત્યે શ્રી હરી સ્હાય!
ગૃહો રીત સત્યની શાણા રે, તમે રાય રંક કે રાણા રે.
સત્યે થતી વૃષ્ટી જળની ધરા, પર સત્યે સૌ સંસાર!
સત્યે સજ્જન સહુ સંગતિ કરશે જો સત્ય તણો વ્યવહાર!
વિના સત્ય પ્રેમ ન જામે રે, ઘડી એક સુખ કો ન પામે રે!
સત્યે સમુદ્ર ન માઝા મુકે, અને સરિતાનાં નીર;
સત્યે હિમાચળ શિતળતા તજે, નહિ સત્યે શાન્ત સમીર.
અસત્યે ચિત્ત ન પરોવએ રે, જીવ્યું જાણો એળે ખોઇએ રે.
સત્યની સૂર્યવંશાધિપતિ, હરિશ્ચંદ્રએ રાખી ટેક;
દુઃખ દરિયામાં ડોળાયો, તો પણ સત્યની ન છોડી નેક;
એવા રાજા બનવા મુશ્કીલ છે રે, જેનું સત્ય માંહેજ દીલ છે રે.
સત્યથી પાંડવ આત્મજોએ, વેઠયો વનવાસ દ્વાદશ વર્ષ;
સત્યે શ્રી કૃષ્ણ સારથી થયા, જેથી વ્યાપ્યો આનંદ સહર્ષ.
જુવો પ્રેમ સત્યનો કેવો રે, જાગી નર સુંદરી સેવો રે.
સત્યે દાનેશ્વરી બળી રાજા, પોતે ચંપાયો પાતાળ;
સત્ય સુપ્રિતી જાણી જગતપતિ, થૈ રહ્યા જ્યાં દ્વારપાળ;
દિનાનાથ દિલ દયાળુ રે, પ્રેમી પર પ્રેમ કૃપાળુ રે.
સત્યે પ્રાર્થના દ્રૌપદી, કરતી દાદ લીયો દીનાનાથ;
સત્ય પતિવ્રત હોય જો મ્હારૂં તો લાજ રાખો શ્રી નાથ;
ગરૂડ ચડી ગોવિંદે આવી રે, સભા મહીં શરમ રખાવી રે.

સત્યે કેલૈયાનો ખેલ રચાવ્યો, આદરિ વિપરિત રીત;
સત્યે સુપ્રેમની કીધી પરિક્ષા, ઉગાર્યો કેલૈયો ખચિત;
અવિનાશી ઉરમાં વસાવે રે, હૈડે હેત લાવી હસાવે રે.

સત્યે સુકીર્તી સંગ્રહી, કૈકે અમર કીધાં છે નામ,
સત્યે વિપદ વાદળીને વિલય કરી, પામ્યા છે શુભ ઠામ;
માટે માનો કહેવું આ મ્હારૂં રે, અસત્ય આદરવું ના સારૂં રે.

રા. એન. એન. પારેખ.

---

## કલદાર પંજરી.

### (સવૈયા)

ધન્ય જનમ નર ધન જે પાસે ભાસે ભાગ્ય વડો વડધીર,
ધર્મ કર્મમાં તેહ ધુરંધર, જશવંતો પંડીત વડધીર;
ગુણવંતો પણ તેજ ગણાયે, પૂર્વજ તેના થાયે ગતે,
**ભજ કલદારં ભજ કલદારં કલદારં ભજ મુઢમતે.**

રૂપે ભેંશપતિ રઢીયાળો, સુરગુરૂ મઘવા જેવો એહ,
બુડથલ બુદ્ધિ હોય તથાપિ શાણો સઘ ગણાયે તેહ;
પાવઈ પુત્ર ભણે અદેમાં, પ્રદ્યુમ્ન નર પુરો તેહ. ભજ૦

ઢોર ચારતો બોરાં ખાતો, ગાતો વગડે જઈને ગીત,
ચોર થઈ મહીમાખણ ખાતો, કરમાં નો'તું કોડી વિત્ત;
ધનઘટ કાળો હતો કાનુડો, શામળીયો લક્ષ્મિવર તે, ભજ૦

સર, ઓનરેબલ, નાઈટ, કમાન્ડર વળી ગવંડર[1] થાય કદી,
ગ્રિષ્મ શિશિર વર્ષા સુખ વિત્તે હોય ગરીબ તો જાય કદી;
લાડી ગાડી વાડીના વૈભવ, પામે જો ધનવંત થતે, ભજ૦

કહો કેળવણી પામે કયાંથી થાય છોકરાં સઘ જતી,
ડાકટર, માસ્ટર ને બારિસ્ટર, થાય હોય જો લક્ષપતિ;
બુટ, પાટલુન, જાકીટ પાકીટ લાકીટ લટકે દામ થતે, ભજ૦

---

[1] ગવર્નર.

આઇસ, લવંડર, સોડા બિસકુટ સિગારેટ સાઇરપ્સ[1] મળે,
ધરે સુશોભિત શિર પર ટોપી, તેલ સુગંધી બ્લોટ ધરે;
ભરી સભામાં કરે ભાષણો, લટકાળા સુધરેલ થતે, ભજ૦

દેશવિદેશી લઇ પેપરો[2], બુક[3] બાઇબલનો પાઠ કરે,
સુંદર ચસમા કબાટ ખુરસી, ફરનીચરનો[4] ઠાઠ ધરે;
વડીલોપાર્જીત હોય વિત્ત તો શી પરવા સહુ થાય ફતે, ભજ૦

પંચ મહા પાતકથી છઠું, દરિદ્રતા એ પાપ ખરે,
કુંભીપાક રૈરવથી મોટું નર્ક દરિદ્રી દુઃખ અરે;
હૃદય શોક અગ્નિ ત્યાં લાગે, ધિક્ક જીવન કયાં થાય ગતે, ભજ૦

મરણ દુઃખ એ સ્વલ્પ જગતમાં, દરિદ્રતાનું દુઃખ ઘણું,
મુવો જીવ તે હોય દરિદ્રી, સુહૃદ મિત્ર કો તેહ તણું;
વિદ્યા, વપુ શોભે સહુ વિત્તે, સર્વ જગતમાં થાય ફતે', ભજ૦

અતિથી શું આદર ત્યાં પામે, પર ઉપકાર કરે કયાંથી,
ઘંટીમાં બંટી નહિ જેને, સગા મિત્ર ભાગે ત્યાંથી;
છણુ છણુ છણુકા કરે પનોતી, સ્નેહ તજે નિર્ધન થતે, ભજ૦

અર્ભક તેનાં બને બાપડાં, સ્ત્રી શણગાર સજે કયાંથી,
ધનવંતા શત્રુવટ દાખે, નિંદે વિત્ત ગયું જયાંથી;
સગાં સબંધી દ્વેષ કરીને, મુખ મચકોડે મર્મ કથે, ભજ૦

જપ, તપ ને દેવાર્ચન કરવા, ક્ષણુ પણુ ચિત્ત નહિ ઠરશે,
અષ્ટ પ્રહર ઉચ્ચાટે મરશે, રઘવાયો થઇને ફરશે;
લ્હેણુદાર આવે ઘર જયારે, થાય હડકવા વિત્ત જતે, ભજ૦

સંસ્કૃત પ્રાકૃત ઈંગ્લીશ જાણી, મર ઉમ્મર નાખે ગાળી,
સ્વરૂપમાં કદિ હોય સુરેશ્વર, પણુ ખીસ્સુ હોયે ખાલી;
સઘ જગતમાં થાય નકામો, ફોગટ જન્મ જશે જગતે, ભજ૦

સગાં સહોદર ત્યાગ કરીને, દેશ વિદેશ જઇ ઠરજો,
ખનીજ ખેતી ઉદ્યોગે વળગી, હુન્નર ધનસંચય કરજો;
શર્મ ધર્મનો ત્યાગ કરીને, ફરી મેળવજો દ્રવ્ય થતે, ભજ૦

---

૧ સરબત. ૨ વર્તમાનપત્રો. ૩ ચોપડી. ૪ ખુરશી, ટેબલ વગેરે સરસામાન.

ધન ધન, ધન, ધન, બજી નગારૂં ધનસંગ્રહ કરવા કહે છે,
શ્રુતી વેદ ને શાસ્ત્ર પુરાણો, ષટ્ દર્શન આશ્રય લે છે;
હોમ હવન ને જપ દેવાર્ચન, તીર્થ ગયા જઈ થાય ગતે, ભજ૦

ઈષ્ટ અનુગ્રહ પુન્ય પુરવના, ધનસંગ્રહ થાયે જ્યારે,
અનુકુળ ભાગ્ય સુદૈવ સમોવડ, બાંધવ સ્નેહ સજે ત્યારે;
પ્રથમ પેટ ને પછી પરમેશ્વર, ભજવા એ કહો રીત ખરી, ભજ૦

રા. કૃપાશંકર જીણાભાઇ.

---

## ગુણીની કદર.

(ગઝલ.)

**લીધી જેણે ગરીબોની, ખબર તેણે બધું કીધું;**
કીધી જેણે ગુણીઓની, કદર તેણે બધું કીધું.

બજારોમાં નથી મળતી, રહમ કિંવા કદરદાની,
જીગરનું નુર છે એ તો, નથી વસ્તુ તમાસાની; લીધી૦

નથી શું મોતી ને હીરા, ખલક કેરા ખજાનામાં,
પરંતુ આબ જેનામાં, જરૂર તેની જમાનામાં; લીધી૦
તવારીખો ઘણી વાંચી, અમીરો બાદશાહોની,
રહી ગઇ લીટીઓ તેની, ખરા ખોટા ખિયાલોની; લીધી૦
સફર સઉએ ભવાબ્ધિમાં, કરે છે જીવ જંતુઓ,
સફળ પણ થાય છે જેનાં, ગહન છે જ્ઞાન તંતુઓ; લીધી૦
સુવાસિત પુષ્પની ખુશબો, નથી છાની રહેવાની;
વિવિધ સ્થાને પવન દ્વારા, ખચિત એ તો પ્રસરવાની; લીધી૦
કરે છે નેત્ર એ નીચાં, ખરા દાતાર જવા દે છે,
ગણી સૃજનારનું પોતે, મુખે લજ્જા ધરી લે છે; લીધી૦
હૃદયનો હાથ લઇ કાંનો, નમાવે પાત્ર જે પુણ્યનું,
વિવેચન શું પછી કરવું, કહો એના મહદ્ ગુણનું; લીધી૦
ભલે વખણાય દાતારો, જગતમાં મેઘ વૃતિના,
પ્રશંસાપાત્ર પણ દાતા, નિરંતર કુપ વૃત્તિના; લીધી૦
વદે છે **શ્યામ સુત દુર્લભ,** ખબર લેવી ગરીબોની,
ધનાઢયોએ ભલા મનથી, કદર કરવી ગુણીઓની; લીધી૦

**વૈદ્ય કવિ દુર્લભદાસ શ્યામજી કૃત.**

# કુકર્મ ન કરવા વિષે.

( ભુજંગી. )

સદા સત્ય માર્ગે વહી કાર્ય સાધું,
ઠગું નહિ ઠગાવે કદી વિશ્વ આખું;
સગા સ્નેહી ખીજે, ખીજે રંક રાય,
**તથાપિ કદાપિ કુકર્મો ન થાય.**

ભલે શત્રુઓ આળ ખોટાં ચડાવે,
ભલે દુઃખ ઝાઝાં દઈને રડાવે;
વપુના હજારો ભલે ભાગ થાયે, તથાપિ.

ભલે લોક ધિક્કાર ફીટકાર કરશે,
નહિ મુર્ખ કે ઓલીયો ચિત હરશે;
નહિ હોય વિના પ્રભુ કોની સ્હાય, તથાપિ.

પ્રભુને ગમે તેમ નિત્યે રહીશું,
કદિ કષ્ટ કોટી પડે તે સહીશું;
જતી હોય કુકર્મથી સર્વ લ્હાય, તથાપિ.

રૂડાં કૃત્યથી ચિત્ત આનંદ પામે,
સહુ વૃત્તિ મારી જઈ ત્યાં વિરામે;
કુડાં કૃત્યથી લાભ મોટા જણાયે, તથાપિ.

ભલે માન કે ધાન નહિ જોય સામું,
ભલે ખાન કે પાન ના પૂર્ણ પામું;
ભલે પ્રાણનું વ્હાણ પલમાં હણાયે, તથાપિ.

રૂઠે સર્વ તૂટે ખુટે આયુ પ્યારૂં,
કુટે કે લુંટે કે ઝુંટે સર્વ મારૂં;
તથાપિ પ્રભુને ગમે તેજ ધારૂં,
ખરો આશરો શ્રીહરિનો વિચારૂં.

રા. મોતીરામ હરિશંકર.

## પ્રપંચીને ઠપકો.

(ગઝલ.)

**મધુરી વાણી છે તારી, પ્રેમ વશ પણ છે અધુરી,**
વદે છે વાત સાચી, પેટમાં પણ જોઉં છુરી.

તને તો ચર્મની છે આંખ, પણ દીલની મને છે,
સફાઈ છોડી અહિંથી જા, હવે જાણી મધુરી; મધુરી.

કર્યા ઉપકાર જે તે, હાલ તું ભૂલી ગઇ છું,
ખરેખર રીત તારી, સર્વથી છે છેક બુરી; મધુરી.

કહે પોપટ મને, પોપટ હતો તો કાં તજ્યો તેં?
હવે પોપટ નથી હું તું, નથી મમ તેગ તુરી; મધુરી.

મહોબ્બત તારી જોડે, મારી લવ ઘટતી નહોતી,
અચાનક કોણ જાણે, વૃત્તિ તુજ પર કેમ સ્ફુરી? મધુરી.

હતું જે પૂર્વ ભવનું લેણું, તે લીધું બધું તેં,
નથી લવ વાસના દુર્લભ, થઈ ગઈ સાવ પુરી, મધુરી.

**વૈદ્ય કવિ દુર્લભદાસ શ્યામજી ધ્રુવ.**

---

## ફીશીઆરીનો ફાંકો.

(મનહર.)

બોલી રહે જ્યારે પંખી, પ્રભાતમાં ત્યાર પછી,
ઉડતાં કલાક આઠ, ઊંઘમાંથી થાય છે;
થોડી ઘણી ગાળો દેઈ, નારીને નચાવી ખુબ!
બાળકોને બોલાવવા, જીવ અકળાય છે;
વ્યસનની વ્હાલી ટેવ, ટપ દઇ આવી યાદ!
ઉપયોગ કર્યા વિણુ, જરી ન જંપાય છે;
એક પહેર્યું બીજું મેલ્યું, બાવરી બનાવી ઠીક,
છાપાની છપાઇ ભલે, ભાવેથી ભણાય છે.

ઉની ઉની ચાની લેઈ, લ્હેજતમાં માની મોજ,
દાતણ પાણીને યાદ, પછીથી કરાય છે;

છેક તણા ખેલમાં, રમેક મિત્ર આવ્યા કંઈ,
તડાકામાં તાણી દ્રવ્ય, લેવા પાણી પાય છે;
ભોજનનો ભાવ થતાં, સ્નેહી સાથ બેઠા ઘેર,
વિવિધ ગપોડા સાથે, ભોજન ભુલાય છે;
છાપરે ચડાવ્યા ત્યારે, ફેકીને બિરાજ્યા ઠેક,
હેકળનો વિચાર જરી, ન વિચારાય છે.

કકો અને બારાખડી, પહેલી પોથી સ્હેજસાજ;
ભણ્યો ને ગણ્યો છે પાઠ, પ્રીશીયારી એકનો;
આઠ ઉંઠું આવડવા, અઠયાસીને આપ્યું ધન;
પડદો મ થયો પ્હોળો, તોય મતિ છેકનો,
શેઠાઇની સફાઇ ને વિદ્યા વિષે વાગે શંખ,
ઢંગ માંહી પડી ધુળ, થયો પાઇ એકનો;
શરીર શૃંગારવામાં ચાર પ્હોર ચાલ્યા જાય,
ફુલી ફરે મુઢ મહા હીન એ વિવેકનો.

આઠ પ્હોર આળસ ને અકડાઇમાં ગુમાવી,
જીવનને ધુળધાણી કરતાં ન ડરવું;
કાયરની સાથ કરી, કુથલી ન ગણ્યું કાંઇ,
અકડાઇ વિષે આલોટતાં નિત્ય ફરવું;
પિતાનું પમાડયું ધન વિગતેથી વાપર્યું ના,
રીતભાત માંહી રહી તેમાં ન ઉમેરવું;
તાણી મુછ આણી અકડાઇ વિષે વહી ગયા,
સહજ વિચાર્યું નહિ સૃષ્ટિમાં શું કરવું.

રા. હરગોવીંદ હરિદત ઠાકર.

---

## પ્રસ્તાવિક શિખામણ.

( ઘોળ )

( આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી. )
આ કાયાનો કોઇ દિ ભરૂસો, ઘડી એકનો નવ કરશો જી;
મનમાં સમજી એમ લેશો તો, ભવસાગર સહુ તરશો જી.
મનમાં કદિ મમતા નહિ કરશો, મારૂં મનમાં ધારી જી;
જગત સર્વે મિથ્યા સમજી, શોધજો તરવા બારી જી.

કુદ્રપણું નવ કોઇપર કરશો, મનમાં મોટપ માણી જી;
ગર્વ ન કરશો બળ બુદ્ધિનો, કોઇએ કહું પા આની જી.

ફક્કડતાથી નવ ફુલાવું, અક્કડતા નવ કરવી જી;
પદવી ને પૈસાને અમલે, ફાળ બહુ નહિ ભરવી જી.

કજીયો કોઇ સાથે નવ કરવો, હળતાં મળતાં રહેવું જી;
વાંધો પડતાં કોઇની સાથે, સમજાવીને કહેવું જી.

જ્યાં ત્યાં જઇ લવલવ નહિ કરવું, કારણ વણ નવ હસવું જી;
વણ ઓળખના જનમાં કદિએ, ઓચિંતા નહિ વસવું જી.

કોઇની વાતો કોઇની પાસે, કારણ વિણ નવ કહેવી જી;
એક બીજાની વાતો લઇને, અહીં તહીં નવ દેવી જી.

ડહાપણ કોઈ દિ કોઇની, ઉપહાસથી નવ કરીએ જી;
વઢાડવાની વાત કરે કોઈ, તે નવ કાને ધરીએ જી.

દુઃખ પડે નહિ ડરીએ જરીએ, હૈયે હિમ્મત ધરીએ જી;
આફત આવે મુંઝાઇ મનમાં, ઘાત કરી નહિ મરીએ જી.

સત્યની સાથે પ્રીતિ કરીએ, અસત્યને પર હરીએ જી;
દયા ક્ષમાના ગુણ કહેવાયે તે, ડહાપણથી સંઘરીએ જી.

પુણ્ય કરવે નવ પાછું જોવું, ધર્મે નહિ થોભાવું જી;
સદ્ કામોમાં ધનવ્યય કરતાં, કંઇ પણ નવ લોભાવું જી.

પરદારા પર થઈ મોહિત ને, છીનાળું નવ કરવું જી;
ધન જન કોઇનું અવળે મારગ, ચાલીને નવ હરવું જી.

ઘર ઘર અમથા નહિ આથડવું, માન દિયે ત્યાં જાવું જી;
અજાણનું ફળ અમૃત જેવું, હોય તે પણ નવ ખાવું જી.

ઇષ્ટ દેવની આગળ જાવું, નિત્ય નિત્ય દર્શન કરવાં જી;
અનિતી મારગ ઝટ અટકાવું, નહિ ત્યાં કદી ડગ ભરવાં જી.

મન વચને ને કાયાએથી, કોઇને દુઃખ નહિ દેવું જી;
દુઃખ લાગે એવુંજ મુખેથી, કોઇને કંઇ નહિ કે'વું જી.

વરા ન કરવા ઘર વેચીને, ચડસા ચડસે ચડીને જી;
મમતા કરી મરવું નહિ કોર્ટે, કજીયા કહું લડીને જી.

સોબત તો સારાની કરવી, નરસાને દૂર રાખી જી;
મિત્રાઈ નવ પારખ વિણ કરવી, કોઇની સાથે પાકી જી.
બોલો કોઇને નવ ચોપડવા, માખણીયા નવ થાવું જી;
વણ બોલાવ્યા ઉપર પડતા, કોઇને ત્યાં નવ જાવું જી.
હોકા, બીડી, ચુંગી, ચલમો, ને ચા નવ નીરખવાં જી;
ગાંજો, માઝમ, ભાંગ, તમાકુ, સદાય અળગાં કરવાં જી.
અફીણીયાથી અળગું રહેવું, દૂર દારૂને કરવો જી;
તાડીના શોખીન જન સામે, નહિજ એક પગ ભરવો જી.
જુઠું જીભે નવ ઉચરવું, માનવ મરતાં સુધી જી;
લોભ તણે આધિન થઇ, કોઈ દી બગાડવી ના બુદ્ધિ જી.
વિચારીને વાતો કરવી, ખામુખા નહિ બકવું જી;
સુખ સાંપડતાં કોઈ દી કોઇએ, છક થઈ નહિ છકવું જી.
ખાવું પીવું હોય તે ઘરમાં, સદાય રાજી રહેવું જી;
દુઃખ ખાવાનું કોઇની પાસે કદિએ કંઈ નહિ કહેવું જી.
દેવું દેવા સદાય મનમાં, ફીકર પુરણ ધરવી જી;
થાપણ કોઈની હોય રાખેલી, તે પણ નવ ઓળવવી જી.
હરેક રીતે ઉદ્યમ કરવો ઘડી નવરા નવ રહેવું જી;
નિરૂદ્યમીને ઉદ્યમ કરવા, સમજાવીને કહેવું જી.
લેવું દેવું સુખ જોઈ કરવું, જેથી અડચણ ના'વે જી;
કજાત સાથે એ કામ કરતાં, પાછળ બહુ પસ્તાવે જી.
ઇર્ષા કદિ કોઇ પર નહિ કરવી, નહિ અદેખા થાવું જી;
મળ્યું નશિબે હોય જે ઘરમાં, તે ખાંતેથી ખાવું જી.
સંતોષિત મન સદાય રાખી, ભજન ઇશનું કરવું જી;
ખોટી આશા આધિન થઇને, ભટકતા નહિ ફરવું જી.
ગામ અસુરા કદિ ન જાવું, રાત પડે ત્યાં રહેવું જી;
સાવચેતીમાં રહેવા સહુને, સોબતીઓને કહેવું જી.
રાજા, અગ્નિ, પાણી સામે, કદિ ન સામા થાવું જી;
લડે પશુ જ્યાં અઘટીત રીતે, ઘડી ન ત્યાં થોભાવું જી.
દગા કપટના કરનારાથી, સદાય અળગા ખસવું જી;
મુરખ સાથે તાળી દઇને, જરા ન હસવું વસવું જી.

એવકુફની એટકને તજવી, સાંઢ ખદડા જ્યાં હોયે જી;
વાત ન કરવી જરા કહું છું, જગના જનમાં કોએ જી.

રૂડા રૂપાળા મીઠા બોલા, વળી ફડાકી હોયે જી;
તેની સાથે જોઇને મળવું, અડચણ ના'વે કોએ જી.

ક્રોધને તાબે કોઇ નવ થાશો, હજાર કારણ મળતાં જી;
દુર વસજો જ્યાં હોય ભરેલી, પુરણ જનમાં ખળતા જી.

લોક હિત માટે ધનવ્યય કરજો, તન મન કરૂણા લાવી જી;
કે' **ત્રિભુવનદાસ** સરવને, પુર્વનું ધ્યાન લગાવી જી.

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

---

## ઉપાન બેતાળીશી.

### ( દોહરા. )

જન્મ ધરીને જે જનો, રટે ન કો દિ રામ;
સાજી આખી જીભથી, તે નર શિર ઉપાન.

અંગ હોય આરોગ્યતા, હોય હામ ને દામ;
દાન દીયે ના દીનને, તે નર શિર ઉપાન.

પરોપકારી કામમાં, ચાલે આડા આમ;
ડુબાવે સહુ સુખને, તે નર શિર ઉપાન.

ધર્મ તણી જરીએ નહિ, ધરેજ મનથી મામ;
કથા ધરે નહિ કાન જે, તે નર શિર ઉપાન.

અવળાં કામો આદરે, ધરી હૈયામાં હામ;
સવળાનું નવ નામ લે, તે નર શિર ઉપાન.

ઉપકારોનું ઉરથી, તજે જનો જે ભાન;
પ્રત્યુપકારો નવ કરે, તે નર શિર ઉપાન.

સેવ્ય તણી સેવા તણું, નવ માને એશાન;
કોઇ કહું છું કાળમાં, તે નર શિર ઉપાન.

જ્ઞાની ગુણી જનને, હોય કરતાં હેરાન;
દયા નથી જે લાવતા, તે નર શિર ઉપાન.

સત્ય વદે ના કોઇ દિ, ગ્રહે ના નીતિ નામ;
જુઠે ગાળે જીંદગી, તે નર શિર ઉપાન.

ઉંઘ અને આળસમાં, ગાળે આઠે જામ;
નવરો કુટે રોટલા, તે નર શિર ઉપાન.

નીતિથી કામે નહિ કરેજ ચોરી કામ;
અંગ તણા આરોગીઆ, તે નર શિર ઉપાન.

કરે ન સારી નોકરી, લેજ પગાર હરામ;
શુભ ચાહે ના શેઠનું, તે નર શિર ઉપાન.

જબરીથી જે કોઇના, લે છે લુંટી દામ;
ગાળ બીક ને મારથી, તે નર શિર ઉપાન.

લાંચ લીયે છે રોકડી, નીતિખોર હરામ;
સાચાનું જુઠું કરી, તે નર શિર ઉપાન.

ન્યાય ન આપે પાંશરો, લીધા વિણુ જે દામ;
વળી ચોખા જે થાય છે, તે નર શિર ઉપાન.

કીર્તી કાળી હોય છે, દેશ દેશ ને ગામ;
છતાં મનાવે આબરૂ, તે નર શિર ઉપાન.

અભિમાનના દંભમાં, નવ દે નરને માન;
ડાંપણુના દેખાવથી, તે નર શિર ઉપાન.

લાંચ ભલે ને ના લીએ, કરે વસીલે કામ;
વણુ નીતિનું જે ધણી, તે નર શિર ઉપાન.

સદા રમી જુગાર જે, ખાવા ટાળે દામ;
રૂડાં જે માબાપનાં, તે નર શિર ઉપાન.

નથી જેહના અંગમાં, ઇશ તણું કંઇ જ્ઞાન,
ધોકાપંથી હોય છે, તે નર શિર ઉપાન.

મહિમાં જન્મી માનવી, નહીં મેળવે માન;
સમજીને જે ચિત્તમાં, તે નર શિર ઉપાન.

ધરે ન કો દી ભાવથી, ઇશ તણું જે ધ્યાન;
નિરાંતે જે માનવી, તે નર શિર ઉપાન.

તાણે અમથા રાગડા, કરે ન ઇશનું ગાન;
નાચે ખોટા નાચથી, તે નર શિર ઉપાન.

શિખામણ નહિ સાંભળે, કદી ધરીને કાન;
ગણે ન મનથી કોઇને, તે નર શિર ઉપાન.

પરના પર ઇર્ષા કરે, વણુ કારણ વણુ કામ;
દહે સદા જે દીનને, તે નર શિર ઉપાન.

કારણ વિણુ નિજ ગામમાં, ગણ્યા કરે જે ધામ;
અમથો અમથો આથડે, તે નર શિર ઉપાન.

પ્રેમે પરદારા ગ્રહે, તજી નિજની ભામ;
લપટી દુરાચારમાં, તે નર શિર ઉપાન.

હોય નહિ ગંધ હિંગનો, અને વધારે માન;
વખાણ કરીને આપનાં, તે નર શિર ઉપાન.

લઇને દે નહિ દોકડો, માગે આપે ડામ;
શાહ ગરીબ કંગાલને, તે નર શિર ઉપાન.

સમજાવ્યો સમજે નહિ, તજે નહિ તોફાન;
હેરાની જગની કરે, તે નર શિર ઉપાન.

વઢે વાત કરતા થકી, લાવી ખોટું તાન;
વિનયમાં સમજે નહિ, તે નર શિર ઉપાન.

બોલ ન પાળે આપનો, કોલ ન પાળે નામ;
રખડાવે જે આખરે, તે નર શિર ઉપાન.

ઉજવળ પે'રે લુગડાં, ખોટો કરે દમામ;
શ્રેય કરે નહિ અવરનું, તે નર શિર ઉપાન.

જેના બોલે બોલથી, જબરૂં થાયે જાન;
લાભ ન થાયે કોડીનો, તે નર શિર ઉપાન.

અંગ હોય આરોગ્યને, માગી ખાયે ધાન;
રખડીને જે ગામમાં, તે નર શિર ઉપાન.

પર નિંદા નર જે કરે, કરે ઉઘાડી જાંગ;
અન્ય જનોને આપની, તે નર શિર ઉપાન.

ઘાત કરે વિશ્વાસનો, રાખે મિલ્કત દામ;
જે જન ખોટી દાનતે, તે નર શિર ઉપાન.

કામ ક્રોધ વળી લોભ ને, દીયે મોહને માન;
યોગી થઇને જે જનો, તે નર શિર ઉપાન.

મત્સર મનમાં જે ધરી, કરે કપટથી કામ;
કારણ વિણના જે જનો, તે નર શિર ઉપાન.

સાચા ને ચાહે નહિ, દે જુઠા ને માન;
જન્મી જે જન જગતમાં, તે નર શિર ઉપાન.

ઘરમાં વાગે ઘંટડી, કરે બહાર ઉદ્દાન;
જુઠા જે દેખાવથી, તે નર શિર ઉપાન.

સાહેબ કહું છું સર્વને, દઇને વાંચો ધ્યાન;
આપ્યાં બેતાળીશ મેં, શું ખોટાં ઉપાન?

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

---

## ધન્ય કોને?

### ( છપ્પા )

ધન્ય ધન્ય તે વીર, જે સદ્દગુણો સાધે,
ધન્ય ધન્ય તે વીર, પ્રભુ ભક્તિમાં લાધે;
ધન્ય ધન્ય તે વીર, સદા સંતોષે રહેતો,
સત્ય પાળતાં કષ્ટ પડે તે સઘળાં સહેતો.
છે ધન ધન તેની માતને, નહિ જેથી કોને ત્રાસ છે,
કહે **મોતી** ધન તે વીરને, પૂર્ણ પ્રભુનો દાસ છે.

**રા. મોતીરામ હરિશંકર.**

* * * * * *

### ( સવૈયા-એકત્રીસા. )

ધન્ય જેણે પરમારથ કીધું, પ્રભુથી લગની લાગી ધન્ય;
ધન્ય જેણે પામરને પોષ્યા, કરી મા બાપની સેવા ધન્ય;
ધન્ય જેણે ખટ રીપુ રોળ્યા, દશને વશ વરતાવી ધન્ય,
ધન્ય જેણે પત્નીવ્રત્ત પાળ્યું, પતિસેવિત પત્નીને ધન્ય.

ધન્ય જેણે પરબો મંડાવી, નવાં નવાણ નીપાવ્યાં ધન્ય,
ધન્ય જેણે નિશાળો સ્થાપી, ધીંગી ધર્મશાળા કીધી ધન્ય;
ધન્ય જેણે ઔષધ આલય કીધ, દાન દીધાં સદ્‌પાત્રે ધન્ય,
ધન્ય જેણે લીધું પણ પાળ્યું, દેશ હીતે દુઃખ વેઠયું ધન્ય.

ધન્ય જેણે હુન્નરશાળા કીધ, અભયદાન દાતાને ધન્ય,
ધન્ય જેણે રણમાં શિર રોળ્યું, કુમકુમને કન્યા દીધ ધન્ય;
ધન્ય જેણે જન્મી શુભ કીધું, નીતી ચાલે ચાલ્યો ધન્ય,
ધન્ય જેણે નિજ નામ દીપાવ્યું, શારદ માતા સેવી ધન્ય.

ધન્ય જેણે પર અર્થે પ્રાણ દીધ, દોસ્ત દુઃખ ભાગીને ધન્ય,
ધન્ય જેણે કુળ કલંક ટાળ્યું, શોધ કરી સહી સંકટ ધન્ય;
ધન્ય જેણે દીધાંજ સદાવ્રત્ત, પરદુઃખ ભંજન કીધાં ધન્ય,
ધન્ય જેણે દુષ્ટોને દંડ્યા, 'ચંદ્રમણી' સત સેવ્યું ધન્ય.

**અ. સૌ. ચંદ્રમણી.**

---

## મોક્ષ કોને મળે ?

**( છપ્પો )**

સુખ દુઃખ ગણી સમાન, જેહ સંતોષે રહે છે,
નિજ વર્તનથી નિત્ય, પ્રભુની માયા કહે છે;
પરમારથ પર પ્રિત, હિત સૌકોનું ચાહે,
ફરજ બજાવે આપ, ધરી ધરણીધર રહાયે,
પ્રભુ પર પુરો પ્રેમ છે, દુર રહે જે ગર્વથી,
કહે **મોતી** જો ગુણ એટલા મોક્ષ માર્ગ અધરો નથી.

**રા. મોતીરામ હરિશંકર.**

---

## ધિક્ કોને ?

**( સવૈયા )**

ધિક્ ! જેણે પરનિંદા કીધી, દીધી મદદ દુર્જન ધિક્ !
ધિક્ ! જેણે કો દાન ન દીધું, લીધું ધન પરનું તે ધિક્ !
ધિક્ ! જેણે નવ હરિ ગુણ ગાયા ! માયાલુબ્ધ જનોને ધિક્ !
ધિક્ ! જેણે નીચ સ્વાર્થ સાધ્યો, વાધ્યો દ્વેષ કુટુંબે ધિક્ !

ધિક્ ! જેણે ઉદ્યમ નવ કીધો, લીધો યશ અવની નહિ ધિક્ !
ધિક્ ! જેણે પતિવ્રત તોડ્યું, છોડ્યું નવ દીન દુઃખને ધિક્ !
ધિક્ ! જેણે ઈન્દ્રિ નવ જીતી, પ્રીતી ઈશ ન રાખી ધિક્ !
ધિક્ ! જેણે ષડ શત્રુ સેવ્યા, ટેવ્યા દુષ્ટ જનોને ધિક્ !

ધિક્ ! જેણે સ્વકુળ લજાવ્યું, ગજાવ્યું નામ કપુતે ધિક્ !
ધિક્ ! જેણે પિતુ માત ન પોષ્યાં, શોષ્યાં સુખનાં સાધન ધિક્ !
ધિક્ ! જેણે વેચી છે કન્યા, અન્યાય કરનારાને ધિક્ !
ધિક્ ! જેણે બહુ લાંચો લીધી, પીધી કેફ તે નરને ધિક્ !

ધિક્ ! જેણે સંયમ નવ સાધ્યો, વાધ્યો લોભ અતિષે ધિક્ !
ધિક્ ! જેણે નવ માયા મુકી, ચુકી દયા તે જનને ધિક્ !
ધિક્ ! જેણે વ્યભિચારજ કરીયો, ધરિયો દ્રોહ સ્વદેશે ધિક્ !
ધિક્ ! જેણે દીધાં દુઃખ મુનિ, **ચુનીલાલ** કહે પાપી ધિક્ !

**રા ચુનીલાલ કુબેરદાસ શાહ.**

---

## નર્કમાં કોણ જાય ?

### ( આશાગોડી. )

કોણ કોણ નર્કમાં જાયે જગતમાં, કોણ કોણ નર્કમાં જાયે?
વર્ણન તેનું આપું નીચે, વાંચો બેન અને ભાઈએ.
**જગતમાં કોણ કોણ નર્કમાં જાયે. ટેક.**

મદન, મોહના, વળી ક્રોધ, લોભના, મિત્રો જે થાયે. જગત.
છળ કપટ ને દગા ઈર્ષામાં, જે જે જન લપટાયે. જગત.
વણુ નીતિની કરીએ કમાણી, ખોટી દાનતે ખાયે; જગત.
જૂઠા બોલા જીવ હણનારા, મિત્રદ્રોહી સદાયે. જગત.
વિશ્વાસઘાતી–ગુણ પ્રભુના, જે જે જન નહિ ગાયે. જગત.
મનના માની જગના જાની[1], માત તાત દુઃખદાયે[2]. જગત.
એ કૃત્યવાળા જાયે સિધા, રોકયા નહીંજ રોકાયે. જગત.
શાસ્ત્રો જાણી, **ત્રિભુવન** વાણી, આ સ્થળ ભાઇઓ વદાયે. જગત.

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

---

૧ નુકશાન કર્તા. ૨ માતા પિતાને દુઃખ દેનાર

## કપાળે કાળા ડામ.

( છપ્પો. )

કુડાં કૃત્ય કરનાર, હોય જે નર કે નારી,
ભલે ધરી શ્રૃંગાર, ફરે મને હુંપદ ધારી;
હુનર હોય હજાર, વળી રૂપે રહે રૂડાં.
પણ જો ખોટી છાપ, ભણે સૌ તેને ભુંડાં;
કદિ ચાવે પાન સહસ્ત્રધા તો પણ મુખડાં શ્યામ છે,
કહે **મોતી** કુડાં કૃત્ય એ, કપાળ કાળા ડામ છે.

**રા મોતીશંકર હરિશંકર.**

* * * * * *

## દુર્ગુણી કોણ ?

( છપ્પો. )

ચોરી ચાડી જુઠ, લુંટને જારી કરતા;
પરનારી શું પ્રીત, હીત નવ કોનું ધરતા.
અહંકાર અભિમાન, ભાન સ્વારથનું જેને;
ઇર્ષ્યા અગ્નિ સદા, હૃદયમાં ધિકે તેને.
પ્રભુને જે ક્રોધી કરે, મન કર્મ કે વાણીએ;
કહે **મોતી** લક્ષણ એ, સહુ દુર્ગુણીનાં જાણીએ.

**રા મોતીશંકર હરિશંકર.**

---

## પડતી દશાનાં નિશાન.

( એકત્રીસા સવૈયા. )

સહુ ઘરનાનાં મન ચોરાયે, ગમે ન કોઈનું બોલ્યું કાન,
સુધા સમ શિખામણ દેતાં, લાગે કડવી ઝેર સમાન;
સંપ તણો સંહાર કરીને, કરવાં સુઝે છે તોફાન,
**સહુ સજજનોને કહું છું સાચું, પડતીનાં છે એજ નિશાન.**

ઉંધ આળસના વધે પોટલા, બેદરકારી ઝાઝી થાય,
નિંદા કરી ગમે જગતની, ગાણાં બિભત્સ મુખથી ગાય;
અપશબ્દોના ઓઘજ વાળે, વચનો રૂપી દે જે ડામ. સહુ.

ધંધો કરવો કંઈ નહિ સુજે, દે ડા'પણુ વિસારી જ્ઞાન,
ખાવા પીવા ઉડાવવાને, દોરાયે દુર્ગુણમાં ધ્યાન;
છીનાળાં કરવાં સુઝે છે, આખર બનવાને હેરાન, સહુ.

ઘર નારી હોય ઘરમાં રૂડી, તદપિ રાખે લુચી રાંડ,
નર્કદ્વારમાં લઈ જાનારી, લુંટારી દુતી જગ દાંડ;
મનથી જાણે તદપી રાખે, બોળીને નિજ કુળનું નામ, સહુ.

નીતી પરથી પ્રીતી ઉઠે, ગ્રહે અનીતી દઈને માન,
ધરમ દયાને દે સળગાવી, ભજવા મુકીદે ભગવાન;
સત્યં વળાવી દીયે વિદેશે, મારી વિનયને ઉપાન, સહુ.

કામ ક્રોધ વળી લોભ મોહને, દગા કપટને આપે સ્થાન,
ઇર્ષાના તો થઈ વર બેસે, મનમાં લાવી ખોટાં તાન;
દીન જનોને નવ દે માગ્યું, ચપટી પણ રાંધેલું ધાન, સહુ.

અવિશ્વાસુ વૃત્તિજ થાયે, જુવે જગતને જુદું આપ,
સત્ય વાત નવ સાચી લાગે, એવાં મનમાં પેસે પાપ;
નાવ સમા હોય મિત્રો રૂડા, કુડા લાગે અગ્નિ સમાન, સહુ.

સોસાઇટી રૂડા સજ્જનોની, હોય તેનો તજી દે છે સંગ,
પંઢ ખદડા પર પ્રેમ પાથરે, નિત્ય નવા એ કરવા રંગ;
કીર્તિ કાળી મેશ થવાનું સઘળું જાયે નાશી ભાન, સહુ.

સદ્વિચારો મનમાં ના વે, જન હિતકારી કરવા કામ,
થઇ નવરા ને ગણ્યા કરે છે, જ્યાં ત્યાં જઈને જે તે ધામ;
મગરૂરી મનમાં બહુ લાવે, ગણે ન મનથી કો ગુણવાન, સહુ.

સંતતિ આડી અવળી થાયે, નવ કરનારી ચીંધ્યું કામ,
જાવાનું ઉગમણું કે'તાં, ઝટ જાએ તે નાસી આમ;
લે'ણામાંથી પાઇ ન આવે, દેવું દેવું પડે તમામ, સહુ.

વરા વધે ઓચિંતા ઘરમાં, ઘટે કમાણી કરતાં કામ,
કાં સળગી મિલકત સહુ જાએ, કાં ચોરીમાં જાયે દામ;
અણધારી આપત્તિઓ આવે, જેના જાણ્યા નો'યે નામ, સહુ.

ઉદ્ગારો છે આ અનુભવના, તે લખીયા છે દઇને ચિત્ત,
અવલોકન કરશો સહુ સજ્જનો, મનમાં લાવી પુરણ પ્રીત;

પડતી આવે જે જન કેરી, તેણે કરવાં શાં શાં કામ;
તે હું તેના મન પર સોંપું, આ સ્થળ કહીને છેલ્લા રામ

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

---

## વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

### ( ચરણાકુળ છંદ. )

હતો ધણો નેકી નળ રાજા,
રમ્યો દ્યુત ને મૂકી માઝા;
પતિવ્રતા પત્નિ ત્યાગ કીધી,
**વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.**

લંકા ગઢ રાય રાવણ મોટો,
નહિ મળે કો જગ મધ્ય જોટો;
સીતા હરીને ગુમાવીજ સિદ્ધી, વિનાશ કાળે.

જુઓ સતી સીતા રામ રાણી,
સકળ જગે પતિવ્રતા પ્રમાણી;
કુરંગ હણવા કુબુદ્ધિ કીધી, વિનાશ કાળે.

યદુ કુળ યાદવ યુદ્ધ દેખો,
કપાઈ મુવા અન્યોઅન્ય પેખો;
સુરા પીવાથી ગઈ તન શુદ્ધિ, વિનાશ કાળે.

પૃથુરાજ બહુ બળવાન શૂરો,
યુદ્ધ અને પરાક્રમેજ પુરો;
કુસંપથી ખોઇ રાજ્ય સમૃદ્ધિ, વિનાશ કાળે.

કર્ણઘેલે જુઓ ગુજરાતે,
અમાત્યપત્ની તણી પ્રીત માટે;
કામાંધ થઇને કીધી કુબુદ્ધિ, વિનાશ કાળે.

કૌરવ કુળ દુર્યોધન રાજે,
પાંડુ તણું રાજ્ય લેવાને કાજે;
કપટ કર્યાથી મુવો તે ક્રોધી, વિનાશ કાળે.

**રા. ચુનીલાલ કુબેરદાસ શાહ.**

---

# વિધવાનાં દુઃખ.

( રાગ-ઓધવજી સંદેશો કહેજો શ્યામને. )

સુણજો સજ્જન વિધવા કેરાં દુઃખડાં,
દયાજનક છે આપ વિચારો ઉર જો;
જાણીને શું કરશું ઈશની આગળે,
આપ દયા પણ રાખો તે પર ઉર જો. સુણજો૦

જો વિધવા થઈ પુખ્ત વયે આ વિશ્વમાં,
કંઇક મનાવે સુખ તેને સંતાન જો;
દિકરાઓ પાળે ને પોષે અંતમાં,
રાખે આપી જરા વખતમાં માન જો. સુણજો૦

પણ ડુંગર બાળા ઉપર તૂટી પડે,
જો તે થાયે વિધવા બાળે વેશ જો;
ભવ આખો તે ગાળે દુઃખના દિનમાં,
જીવતાં નવ કાંઈ સુખ લેતી લવલેશ જો. સુણજો૦

સ્વામિના મૃત્યુથી થઇ તે એકલી,
નથી ઠરવાનું એકે આગળ ઠામ જો;
ઘરનો એક ખૂણો તે બેઠી ભોગવે,
આકાશે જઇ બેઠું સુખનું ધામ જો. સુણજો૦

શોક રૂપી સાગરમાં તે તો ડુબતી,
રોતાં રોતાં કાઢે છે દિન રાત જો;
વિયોગી સૌભાગ્ય કરી છોડી ગયું,
સૂની થઈ છે દીન બિચારી જાત જો. સુણજો૦

હાથ પગો તે દેખી બળતી ઉરમાં,
આભૂષણ ત્યાં નવ દેખે તે એક જો;
સંપ કરી સૌ સાથે તે ચાલી ગયાં,
પાછું નવ તે એકે જોતું છેક જો. સુણજો૦

કંકણ, કંકુ, કાજળ, વીલાં મુખીયાં,
પેખી અંતર દાઝે શિર નહિ કેશ જો;
અતડી અતડી લાગે તેની દેહડી,
કરૂણામય છે તેનો આવો વેષ જો. સુણજો૦

જે અંગે આભૂષણ રૂડાં ઓપતાં,
પચરંગી પલ્લવનાં સુંદર વસ્ત્ર જો;
તે બદલે ધારે છે તે શોકામ્બરો,
સાલે તેને પતિ-મરણનું શસ્ત્ર જો. સુણજો૦

જે સુખથી આનંદે દિન તે ગાળતી,
સ્વામિ સેવા કરતી દર્શન દેવ જો;
તે સુખ તો તેને દુઃખ થઇને નીવડયું,
પ્રાણજીવનના વિયોગે તતખેવ જો. સુણજો૦

જે સૌભાગ્યે પોતે ફરતી હોંશમાં,
શુભ પ્રસંગે લેતી આગળ ભાગ જો;
તે આજે રહેવાનું તો છે વેગળુ,
કરડયો તેને પતિ વિયોગી નાગ જો. સુણજો૦

નાથ વિના સંયોગી તો યોગી થઈ,
તજાઈ છે તે સર્વેથી તો છેક જો;
શકુન પ્રસંગે પાછી જઇ ઉભી રહે,
મુકી ગર્વી મનડા કેરો ટેક જો. સુણજો૦

ભાર નથી કંઈ રહેતો ઘર વિષે જરા,
મહીએરીએ કે સાસરીએ નહિ માન જો;
સૌના રૂડા ભુંડા શબ્દો સાંખતી,
જો પોતે બોલે તો કહે અજ્ઞાન જો. સુણજો૦

સાસરીએ સાસુજી મ્હેણાં મારતી,
કહેતી નવ બોલો કંઇ ભુંડી નાર જો;
કપટ કરીને માર્યો મારા પુત્રને,
ભોગવવા પરજન સાથે સંસાર જો. સુણજો૦

ક્રુરપણેથી નણદી બોલો બોલતી,
બળતામાં સૌ હોમે ઘીજ અપાર જો;
જેઠ અને દીયરજી નવ આપે કશું,
રાખે તેના ઉપર સર્વે ખાર જો. સુણજો૦

જેઠાણી દેરાણી ભળતું બોલતાં,
જો માગે તે કો દિન તેનો ભાગ જો;

કહેતાં કે માટીએ નવ કાંઇ મુકીયું,
રાખ્યું અમ સ્વામી પર રૂણુ અથાગ જો. સુણજો૦

પિયરમાં જો માત પિતા જીવતાં હશે,
રાખે પાસે પુત્રીને દઈ સુખ જો;
નહિ તો રહે તે ભઇ ભાભી પાસે જઇ,
ત્યાં તો નિશ્ચે પામે તે તો દુઃખ જો. સુણજો૦

જ્યાં ત્યાં દુઃખ ને દુઃખ તે તો નીહાળતી,
ચાલે રૂડી ચાલ ગ્રહી નીશદિન જો;
પણ પરલોકે આળ અતિશે મુકતા,
રાખે રાખી ઇશ્વરપર આધીન જો. સુણજો૦

પતિ હતો ત્યારે તે મહેલે મા'લતી,
કરતી નિર્દોષાનંદનો ઉપભોગ જો;
તે આજે પોતાની નહિ એક ઝુંપડી,
કર્મ પ્રમાણે ભુંડો આવ્યો યોગ જો. સુણજો૦

માગે વારંવાર પ્રભુની આગળે,
આયુષ્ય મારૂં કરજો ઓછું નાથ જો;
દુનિયામાં જીવતાં હું મૃતવત થઇ પડી,
માટે ઝાલો હેતે મારો હાથ જો. સુણજો૦

જો હોય બાળક દુઃખથી તેજ ઉછેરતી,
કરી મજુરી પરજનની ધન કાજ જો;
એવાંને પૈસો તો કો ધીરે નહિ,
જો ધિરે તો માગે ઝાઝું વ્યાજ જો. સુણજો૦

પેટ પુરૂં તે કરતી આપ બળે કરી,
લેતી સૌનાં દળણાં આદિ કામ જો;
રહેતી તે અળગી તો બે વાના થકી,
રૂડી રીતે ચાલી રાખે નામ જો. સુણજો૦

હલકો રે અવતાર દિસે અબળા તણો,
દયામણો છે દુઃખનો તે આગાર જો;
પૂર્વનાં કર્મે આ સઘળું આવીયું,
માર્યો તેને આંખો મીચી માર જો. સુણજો૦

અંધ જનોના જેવું વિધવા દુઃખ છે,
જીવતાં પણ નહિ જોવાનું કંઇ લેશ જો;
એવું રે તે વિધવા જગમાં ભોગવે,
સંસારે રહેતી તે યોગી વેશ જો. સુણજો૦

દુઃખ જાયે સુખ થાયે એવું વિશ્વમાં,
પણ ભોગવતી આ તો દુઃખનો ખાડ જો;
સુખ આશા નવ રહેતી તેથી તેહને,
સૌ કો જાણે જો ઉગે શિર ઝાડ જો. સુણજો૦

દુઃખિયારી વિભુને કહે છે વિનવિ,
અબળાનું રાખો સૌભાગ્યજ નાથ જો;
જો ના ફાવે આ વિનતિ તમ ઉરમાં,
તેડો હેતે બન્નેને સંગાથ જો. સુણજો૦

**શા. લીલાધર જોઇતારામ.**

---

## સમયની બલિહારી.

### ( મનહર )

વિદ્વાનોને ગરજથી, મુરખના જાનકની,
નજરથી ન્યાળી કહું, ઘણે સ્થળે યારી છે;
ગુણથી ટળેલ અને, પાનીયાં વળેલ વળી;
છકેલ મદથી તેને, ચાકરીઓ સારી છે;
સિંહણના દેખાવની, રંભાને લજાવનાર,
ખદડા કુજાત તણા, સદનમાં નારી છે;
**હાય હાય વોય વોય કરો નહિ કોઇ ભાઇ,**
**કારણ કે સમયની એ તો બલિહારી છે.**

બેટકે બોલાવે નહિ, સાથમાં ચલાવે નહિ;
તેવાઓને હુદ્દા વાળી, સારી શીરદારી છે;
લુંટારા પીંઢારા વળી, લીયે તેનું દીયે નહિ,
એનીજ આ જમાનામાં, સારી શાહુકારી છે;
કુલટાની મોટી શાખે, ઝાંપાપર ઘર રાખે,
અને વ્યભિચાર કરે, તેજ સારી નારી છે; હાય હાય૦

ગધેડા પુજાય ગાય, મરાય છે કસાઈથી,
ભાવ ન પુછાય તેનો, કેવી વાત ખારી છે;
કક્ષાપટ વાળનાર, ગામે પિષ્ટ માગનાર,
જેવાઓએ બંદુક ને, અસિ કર ધારી છે;
શરામાં ગણાય અને, મોટામાં મનાય જેના,
બાપે સાત પેઢીપર, ઉંદરડી મારી છે; હાય હાય૦

કવિની કિંમત ગઈ, શૂરાની હિંમત ગઈ,
લાયકની ગણના, તો ઘણીક નઠારી છે;
વિદ્વાનો વાયડા થયા, મૂર્ખ જેવા ડાહ્યા થયા,
વકતાની વાત આ જમાને તો લવારી છે;
લુચ્ચા ને લફંગા રેઢીયાર ઢોર જેવાઓની,
શાખ સ્થિતી લાજ વડે સેવા લાભકારી છે; હાય હાય૦

વધ્યો છે કુધારો તેને સુધારો કહેવો પડે છે,
કુરીતને લોક કહે એજ રીત સારી છે;
કાળજાને બાળી નાખે, મગજને ટાળી નાખે,
એવી ભાષા બોલે તેને કહે ભાષા સારી છે;
જ્ઞાનને વધારનાર, અજ્ઞાનને ટાળનાર,
એવી કથા વારતાને કહે કે અકારી છે; હાય હાય૦

દયાળુને પેટપુર અન્ન ખાવા મળે નહિ,
ચંડાળ કાફર ઘેર અન્નની પથારી છે;
પંડિતના પગ માંહી ઉપાન મળે ન એક,
જુલમી જાહેર તેને ઘર સારી સ્વારી છે;
કસાઈના કુળ માંહે, કુશળ રહે છે સર્વ,
ધર્મી તણા કુળ માંહે, કાયમ બિમારી છે, હાય હાય૦

જગતમાં આંખે જોતાં જુઠાનો દેખું છું જય,
સાચાની તો ખરેખરી ઘણીક ખુવારી છે
નીતિવાન ખાનદાન, રખડે છે દારોદાર,
અનીતિના કરનાર ઘણા કારભારી છે;
પાયખાના વાળે વળી ઝાંપા બા'ર વસે એવા;
ઘણે સ્થળે કહું ભાઈ ઘણીક ફેઠારી છે. હાય હાય૦

નીતિ શુન્ય ઘણા ફાવે, નીતિવાન હારી જાય,
સત્ય તણી વાતને તો કહે કે નઠારી છે;
ગપ્પ છોલનાર તણી છલ દગા કપટની,
વાત કહે સાંભળીને એજ વાત સારી છે;
પીંટોડના ફંદ છંદ વા-વા-કરી વખાણે છે,
સુ-કવિની કવિતાને કહે કે લવારી છે; હાય હાય૦

શાણા શૌર્યવાન જેઓ બ્રહ્માંડને તોડી પાડે;
તેવાઓને બાવા સાધુ ઘણાક ડરાવે છે;
હાથીપર બેસનાર, કોટીને નિભાવનાર,
જેવાઓની પાસે કૈંક ગુલામી કરાવે છે;
દેડકાંથી ડરે અને ડારાથી તો મરી જાય,
એવા આજ અવનીમાં શુરાને હરાવે છે. હાય હાય૦

**રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.**

---

## ભણેલાની હરાજી.

( પદ. )

**થાય છે હિન્દમાં હરાજી, ભણેલાની થાય છે.—ટેક.**
આવીયો જમાનો અતિ પાજી. ભણેલાની૦

સાત રૂપૈયામાં સેંઘો ને સસ્તો, મળશે મેટ્રીક સારો;
નવ રૂપિયામાં પ્રિવિયસ જડશે, ખંતિલો કામ કરનારો;
ખંતિલો કામ કરનારો, જોઇને કામ થાશો નિત રાજી. ભણેલાની૦

ઈન્ટરમિડિયેટ બાર ટકામાં, આવશે દોડી વહેલો;
પંદરથી વીશમાં મળશે ગ્રેજ્યુએટ, બી. એ. માં પાસ થયેલો;
બી. એ. માં પાસ થયેલો, સલામો સો સો ભરતો કહી હાજી] ભ૦

ચાલીસ પચાસમાં મળશે કહ્યાગરો, એમ. એ. પંડિતજી પુરો,
આખો દિ કરશે કામ તમારૂં, એકે ન વાતે અધુરો;
એકે ન વાતે અધુરો, બિચારો કોઇ વાતે ન મિજાજી. ભણે૦

ગુજરાતી છઠ્ઠા ધોરણના ગેંગલા, મળશે પાંચે પચ્ચાસ,
છ સાંહી છન્નું ‘યસ’ ‘નો’ કરતા, ફરતા ફરશે તમ પાસ,
ફરતા ફરશે તમ પાસ, ગાશે ગુણ તમારા શાજી શાજી. ભણે૦

રેલ્વે, મ્યુનિસિપાલીટી મીલના માલેકો, ખરીદો માલ આ મજાનો;
થોડા મુસારામાં નભશે હજારો, જાય છે અમૂલ્ય આ જમાનો,
જાય છે અમૂલ્ય આ જમાનો, રખે ભાઇ કહેતા જીલે ના જીના જી. ભ૦

આંખ ઉઘાડો આર્ય બાલુડા, નોકરી મુકો વિસારી,
મેટ્રીક, બી. એ. એમ. એ. બનીને, થાઓને ધંધાધારી;
થાઓને ધંધાધારી, ધંધાથી ઉદ્ધારો ભારત માજી. ભણેલાની૦

ટાપટીપ ફેશન મિથ્યાભિમાને, બની છે હાલત નઠારી,
માન મિજાસ ને ઇર્ષ્યા મુકીને, બનો વ્યાપારે વિહારી;
બની વ્યાપારે વિહારી કરોને, કળા કૃપિને કાંક તાજી. ભણેલાની૦

કરૂણા કરી કિંકરપર કોડે, કર ગ્રહોને મોરારી,
નોકરીના પાસો તોડી નઠારા, ગુલામી કાપોને કારી,
ગુલામી કાપોને કારી, મરે છે વિદ્યા અમારી લાજી. ભણેલાની૦

**રા. રણછોડલાલ મહાસુખરામ.**

---

## ચાલુ સુધારાનું વર્ણન.

( કેરબો. )

**જુવો સુધારાની રીત, જન સહુ વિચારીને ચિત્ત.**

કોટ બુટ ને પાટલુનો પહેરે, કર પકડે છે સોટી;
ખાવા માગે છે ખુરશીએ, લુગડાં સોતાં રોટી, જુ૦

માટી[1] ખાતાં દારૂ પીતાં, દોષ ગણે નહિ જરીએ;
કરથી ખાવું બંધ કરીને, ખાય છે કાંટા છરીએ. જુવો૦

કાછટીઓનો કાળ પડ્યો ને, અંગરખે થઇ અગ્નિ;
ઓળીયાંની[2] મોકાણ માંડી, લાગી ટોપીની લગની. જુવો૦

ગલપટા રાખે રૂપાળા, પગમાં રાખે મોજાં;
ઘર વચ્ચે છો[3] ઘંટા વાગે, છોકરાં મર[4] રે રોજા, જુવો૦

શાસ્ત્રો ને સિદ્ધાંતો આંખે, નવ વાંચે ને સુણે;
નાટકડાનાં ગીતો ગાતાં, ધડપર ડોકાં ધુણે, જુવો૦

---

૧ માંસ. ૨ દેશી પાઘડી ૩ ભલે. ૪ ભલે.

કથા વારતા કાન ધરે નહિ, પદ ભજનો નવ સુણે;
ગણિકાનાં ગાયન સાંભળવા, જઇ બેસે છે ખૂણે, જુવો૦

સંધ્યા ને ગાયત્રિ ચુકયા, નિમાજ મુકયા પડતા;
સમાકિયા શ્રાવકના છોરૂ, ચાલે છે રડવડતા, જુવો૦

નમસ્કારનું નામ તજીને, જુહાર મારે જોરૂ;
જય પ્રભુ કરતાં એરૂ કરડે, ચલામ[1] કરતા દોડે, જુવો૦

ગૌ તુળશી ને દેવો કેરી, પુજા મુકી પડતી;
હાય બાપજી હિંદુ જનની, થાયે શું કો' ચડતી, જુવો૦

ગૌ રક્ષામાં નવ કોડી દે, નવ દે પારેવામાં;
તમાસગીરને દીયે તડાકે, ફેંકી બારેવામાં[2], જુવો૦

ખોડા ઢોરને ખડ નવ દે ને, નવ દે દીનને દાણું;
ડાહ્યા ડમરા સૌ સુધરેલા, પૂર્વે મળવા પાણું, જુવો૦

ધુમાડાના ઢગલા કાઢે, બીડી મોમાં ઘાલી;
એક બળે ત્યાં બીજી કરમાં, તુરત લે છે ઝાલી, જુવો૦

શિરપર શિખા ગૌખરી વા, નથી રાખતા ઝાઝા;
બાબરીઓ બહુ જન કતરાવે, બનવા સાહેબજાદા, જુવો૦

માત તાતની સેવા કરવી, કદી નજરે નહિ આવે;
અન્ય જનોની ગાંડો ધોવા, બહાદુરી બતલાવે, જુવો૦

ઓરતને ઉઘાડે મોઢે, લઇ ચૌટામાં ચાલે;
છૂટે ડાચે વાતો કરતાં, કરથી કરને ઝાલે, જુવો૦

આ સુધારો જાણી, મારી છાતી સળગે છાની;
સુધારો આવો બનવાથી, હાય બની હેરાની, જુવો૦

નાતા મ્હોબતવાળા આવે, કે સગા ને વ્હાલા;
જમવાનો કોઇ ભાવ ન પૂછે, આપે ચાના પ્યાલા, જુવો૦

સોબતીઓને કહે સાહેબજી, કાંઇ કામને સેવા;
મારે ધકકો દઈ પાન ને આ તે કેવા હેવા, જુવો૦

---

૧ સલામ. ૨ મુંબામાં.

સમશાને સળગે ત્યાં સુધી, રામ કહે ના મુખે;
આ સુધારો અવલોકીને બળી મરૂં છું દુઃખે, જુવો૦

કેળવણીમાં મુકે કોળી, મેળવણીમાં ભારે;
દુઃખ કર્યું દુનિયામાં મોટું ચાલુ આ સુધારે, જુવો૦

સાચું તેને જુઠું કે' છે જુઠું સાચું જાણે;
નિતીનું તો નખોદ વાળ્યું, શુધ લે આ ટાણે. જુવો૦

વિદ્વાનોનો દંભ કરે છે, અણુસમજુની આગે;
સુધારો કરવાને બ્હાને, ઘર ઘર નાણું માગે, જુવો૦

ઘડીઆળો ઘાલે ખીસામાં, નાક રૂમાલે લુવે;
બઇરી 'પીટયા રોયા' કરતી કુવા પર જઇ રૂવે, જુવો૦

'ટીપુ ટીપુ' મુખે કરતા, લઈ કુતરીઓ ચાલે;
સુધારામાં હિન્દ દેશ તો, મળીઓ હાલ હલાલે, જુવો૦

માત તાતા ને જમવા દેતાં, થરર થરર થર ધ્રુજે;
કજાત કુળમાં જઇ પાપીને, મીજલસ દેવી સુજે, જુવો૦

વકતા ધખતા અંગારા સમ, કરવા ભાષણ લાગ્યા;
હિન્દ દેશના આજ ખરેખર, બાર બરોબર વાગ્યા, જુવો૦

**ત્રિભુવન** તરફડીઆં મારી, જોઇ નજરે ને રે' છે;
હિન્દ દયાથી બળતે પેટે, ભાળે એવું કહે છે. જુવો૦

**લે. ત્રિભુવનદાસ નારણજી મ્હેતા.**

---

## કળિયુગ.

### સવૈયા એકત્રીશા.

કળિયુગ કાળો કેર કરીને, જગમાં કર તું જબરૂં જાન,
તે માટે હું કરી કવિતા, ખેંચુ છું સર્વેનું ધ્યાન;
સુખડાં સર્વેનાં સળગાવ્યાં દુઃખડાં ઉપર દીધા ડામ,
**હાય હાય કહું કળિયુગ તુજને, હાય હાય તારા ગુણગ્રામ.**

સુમતિને દેશાન્તર કીધી, કુમતિને લાવ્યો પકડી,
ધિરજ દયા સહુ રમા, ક્ષમાને મુકયાં પરદેશે તગડી;
સંપ તણો સંહાર કરીને કુસંપ કરીઓ ઠામોઠામ, હાય૦

નીતિનું તેં નામજ ટાળ્યું જુઠાનું કીધું બહુ જોર,
ધરમ શરમને દીધાં ઢાંકી, અન્ય ધરમના સાંધી દોર;
વ્યસન વધારી દીધાં જગમાં, નો'તાં જેના જરીએ નામ, હાય૦

સતિયાને સંતાપે બહુ તું, દે દાતાને અન્નનું દુઃખ,
પાપીને તું દે છે પૈસો, ભક્ત જનો ઘર ખાલી ભુખ;
જપ તપ કરતાં ટાળ્યા જોગી, ખેંચાવી દુર્ગુણમાં ધ્યાન, હાય૦

વિદ્વાનોની ટાળી ગણના, મુરખને દે છે બહુ માન,
ફાંકર જન ઘર કુશળ રાખી' ધરમી ઘર કર તું હેરાન;
દુઃખીઆ કીધા છે દુનિયામાં રટનારા જે રૂડા રામ, હાય૦

શૌર્યપણું સર્વેનું ટાળી, કાયરતાનું આપ્યું રૂપ,
શુરવીર જન ભીરૂ થઇ બેઠા, વકતા બેઠા છાના ચુપ;
ન્યાય બુદ્ધિ નવ સ્હેવા દીધી જનહીતકારી કરવા કામ, હાય૦

મેઘરાયને પકડી ઠોકે કેદ કરે છે તું બહુ વાર,
પ્રાણ લીયે છે અવર જનોના, ડોલાવી દે છે દરબાર;
ક્રૂરપણું તારૂં કથવાને ન મળે મુજને લાંબું જ્ઞાન હાય૦

નિત્ય નવા રોગો ઘર ચાલ્યા, ઔષધ ગમ્યાં તારી પાસ,
વૈદો બેઠા છે મોં વાળી, પામી તારાથી બહુ ત્રાસ;
જોશીને તેં જુઠા પાડ્યા, વૈદોનું કરીયું અપમાન, હાય૦

જુવે જગતમાં જનો વાંઝીયા, ત્યાં જઇને બહુ દીકરા દે,
હોય એક બે ધરમી જનને, તે ઓચિંતા પકડી લે;
કેવો પાપી કેવો ન્યાયી, કેવું કાળું તારૂં કામ, હાય૦

સારૂં કરીયું છે ભગવાને, દુનિયાની રાખી દરકાર,
તુજ સામે લડવાને આવ્યા, બહુ બળીયા શાણા સરકાર;
કાંક હઠ્યું છે તે ડરથી જો, જબરૂ તારૂં તે તોફાન, હાય૦

કળિયુગ, કે' ત્રભુવન તુજને, મારા પર તો રાખે મે'ર,
નથી યાચવું ઇશ વિના જો, કાંઇ પણ કહું છું તારે ઘેર;
રામ વશીલે કરી કવિતા, હૈયામાં ધરી મોટી હામ, હાય૦

**રા. ત્રિભુવનદાસ નારણજી મ્હેતા.**

## સ્મિતાષ્ટક.

### (કવિત.)

સ્ફટિકની રમ્યતા તો, બતાવે છે બલીહારી,
બિલોરની ખુબી કૈક અજબ ગણાય છે;
ચંદ્રિકાની શોભા જોઈ, થાય છે મુદિત મન,
કપુરની કાન્તિ કાંઈ જુદીજ જણાય છે:
મુક્તામાળ શ્વેત જોતાં નયન સંતોષ પામે,
પદ્મનો સમૂહ જોઇ અતિ હર્ષ થાય છે;
પરંતુ પિયુની સંગ, માણુતી રંગી પ્રિયાની,
સ્મિત પ્રભા આગે બધાં, ઝાંખાં પડી જાય છે.

પાર્વતીની સ્મિત પ્રભા, વિષે નિત્ય ન્હાતા થકી,
શંકર ને કૈલાસ એ, ધોળાં થઇ જાય છે;
શ્યામલ સ્વરૂપ જોઈ, રમા સ્મિત કરે તેથી,
શેષ અને ક્ષિરસિંધુ, રંગે શુક્લ થાય છે:
બ્રહ્માણીના સ્મિત થકી, નિત્ય સહવાસ વાળા;
નારદ ને હંસ વિષે, ગૌરવતા દેખાય છે;
હસતી નિશાને અન્તે, સંભારી બધો વૃત્તાંત,
પ્રિયાની પ્રભાથી શ્વેત, જગત જણાય છે.

એજ સ્મિતે હર્યું હશે, કૃષ્ણનું રાધાએ ચિત્ત,
સુભદ્રાએ કુન્તિ-પુત્ર મોહિત કીધો હશે!
એજ સ્મિતે દુષ્યંતની, ફેરવેલી હશે વૃત્તિ,
એજ સ્મિતે વિશ્વામિત્ર ગર્વને હર્યો હશે;
એજ સ્મિતે પુરૂરવ, લુબ્ધ થયો ઉર્વશીમાં,
એજ સ્મિતે નળરાય સતીથી હર્યો હશે;
એવું સ્મિત નહિ જોઉં ફરી ફરી એમ ધારી;
પ્રિતમ મદાલસાનો ઘેલો થૈ ફર્યો હશે.

આસપાસ કાળું શોક, વાદળું છવાયું તેમાં,
સ્મિત પ્રભા વિના, હરિશ્ચંદ્ર શું કરી શકત?
દેવીની સ્મિત પ્રભાના, તરંગમાં ન્હાયા વીના;
સિતાપતિ શાથી દુ:ખ દાહને હરી શકત?
પાંચાલીના સ્મિતરૂપી સુધા છંટકાવ વીના;
કેવી રીતે પાંડવોના પ્રાણુ દેહમાં ટકત?

નાહુલાને નેહ થકી, દેખતી પ્રિયાના નત્ર,
સ્મિત આવે યાદ ત્યારે, સૂનું લાગે છે જગત.

સ્મિત પ્રભા સાંભરે છે, ત્યારે એ બધા દેખાત,
થઇને સાક્ષાત્કાર, નજર સામે તરે;
એનાં એજ નેત્ર દીસે, બીધેલી મૃગીની જેવાં,
અધર પ્રવાલ ગતી જોઈ કાળજું હરે;
દશનની પંક્તિ જરા જરા બ્હાર એ દેખાય;
ગાલ તણી લાલી જોઈ, નેનથી આંસુ ખરે;
એ રીતે એ બધું ચિત્ર, લાવીને દ્રષ્ટિ સમીપે;
નાયક વિયોગી દિન, રાત શોચના કરે.

ઉંડી નદીના પ્રવાહ, ખીણના રસાળ દેશ;
પર્વતો ને ગુહાઓની, ખુબીઓ જુઓ જઇ;
દેવળો ને મિનારાઓ, પિરેમીડો[1] મસીદો ને;
મહેલો ને હમામોને, જુવો જીજ્ઞાસુ થઇ;
વાડીઓ વજીફાઓ જેહ, સઘળાં છે જોવા જેવાં;
કરશે ખુશી પ્રત્યેક નવું નવું કંઇ દઈ;
પરંતુ વિલાસીનીતું, સસ્મિત મુખારવિંદ;
જોવાથી તો દ્રષ્ટ બની, અવધી બની ગઇ.

સ્મિત પ્રભારૂપી રૂડી, ચાંદનીની બહાર આવી;
મુખ ચંદ્રમાંથી સુખ, સુધાને ફેલાવતી;
પ્રિતમનાં પ્રેમી નેન, કુમુદ વિકાસ પામે;
રતિ રૂપી ચકોરીનું, ચિત્ત હરખાવતી;
ઠંડક સમાન આપે, શિતળ બહુ જણાય;
એવી રીતે ચંદ્રિકાના, ગુણ સો ધરાવતી;
પરંતુ એ કોણ જાણે? કેવો છે તલેસમાત;
દુર હોય ત્યારે દીસે અગ્નિને વરસાવતી.

ક્યારે મળું ક્યારે મળું, એની એજ ઝંખનામાં;
સ્વપ્ન વિષે એક વાર, ભેટ પ્રિયાની થઇ;
ઝટ દોડી ઝાલ્યો હાથ, એટલે તો પાછી ચાલી;
પરમ પ્રયાસ થકી, હાથ છોડાવી ગઇ;

1 Pyramid.

પિયુ ઝંખવાણો પડયો, પરિતાપ તેનો જોઈ,
ભીતિ બધી દૂર કરી, સસ્મિત પાસે જઈ;
સ્મિત પ્રભા જોવા આડે, બીજું કંઈ કરી ન શકયો,
**ગુલાબ** કે' અરે હાય, આંખ ઉઘડી ગઈ.

**રા. ગુલાબશંકર કલ્યાણજી વોરા.**

---

## રત્નાકરાગ સુબોધિત કાવ્ય.

**( મદનગૃહા છંદ. )**

અવતાર ધરી સુખ સાગરમાં,
નહિ સંચરી તું ગુણના ઘરમાં, ગ્રહિ જ્ઞાન રમા;
લવલેશ દયા નહિ અંતરમાં,
જરી જાણ અને શુભ આદરમાં! નહિ તું ભરમા;
લજવી જનુની નહિ લાજ ધરી,
તું કુટિલ બનીજ કુકર્મ કરી! મનમાંજ ડરી,
ધિક રે રત્નાકરની દીકરી,
**સ્થિરતાઇ ડહાપણ દૂર કરી, ફરતીજ ફરી.**

કુળવાન ઘરે ઉછરી અબળા,
ગુણવાન તણો નહિ સંગ કર્યો, બહુ માન ભર્યો,
સમજી ન સ્વધર્મ સુ-મર્મ ભર્યો,
શુભ કર્મ કર્યાં નથી નેજ નરો દુર્માર્ગ ધર્યો,
ન શકી નિતી માંહ્ય પ્રવેશ કરી,
અનિતીજ તણા સદને વિચરી, અભિમાન ધરી, ધિક રે૦

નહિ પ્રેમ કરે પ્રભુને સ્મરવા,
મરજાદ તજી પગલાં ભરવાં? ન કરે પરવા,
પદ સેવ ન તું પતિ તુષ્ટ કરવા,
ચિત્તમાં ન ચહે કૃત આદરવા, ભવ આ તરવા;
તનથી મનથી શુભ વાત પરી,
પ્રમદા ઉર પ્રેમ થકીજ કરી! નહિ હામ હરી, ધિક રે૦

ગૃહી ના શકી તું રતી શુદ્ધ મતી,
નિત રીઝવવા ત્રયલોકયપતિ, તુજમાંજ ગતી,

બહુ રંગ રૂપે વિકસિત હતી,
નકી વ્યર્થ જીવ્યું ગણુજે તું રતી ! ન બનીજ સતી;
ગૃહ દેશ અને કુળ દાઝ ધરી,
સતેજ કરી શકી વાત ખરી! ઉર ન ઉતરી, ધિક રે૦
નહિ દક્ષ રહી ગૃહકાર્ય મહીં,
ચતુરાઈ ન વાપરી ચિત્ત થકી, શીખ સારી ગ્રહી;
તન કેળવ્યું ના, મન મેળવ્યું ના,
ધરણી પર તું રતી કેવળ ભાર રૂપેજ રહી;
કરી વંદન **પારેખ** આમ કથે,
વનિતા નહિ આ સમ વિશ્વ વિષે જનમોજ ખરી, ધિક રે૦

**રા. એન. એન. પારેખ.**

---

## વિધિની છે ગતી ન્યારી !

( ગઝલ. )

**અકળ લીલા પ્રભુ તારી, વિધીની છે ગતી ન્યારી;**
કરી રચના જગે ભારી, મતિ માનવ તણી હારી.

**સાખી.**

ગુલાબી ગુલાબની, શોભાનો નહિ પાર;
રંગ સાથ સુગંધથી, ઇચ્છે નર ને નાર.
કર્યા કંટક તેં ભારી, વળી મન સાથ વિચારી; અકળ૦

કર્યો કંઠ કોકીલનો, પ્યારો કર્ણુ અપાર;
સુંદરીને મધુરો વળી, જન મન રંજનકાર.
ધરી રચના બધી સારી, કરી કોયલ તેં કાળી; અકળ૦

કુરંગ નાભિએ કીધી, કસ્તુરી કીરતાર;
ઉપયોગી અમુલ્ય ને, સુગંધ અપરંપાર.
ખરી ખામીજ મેં ભાળી, કરી તેં તેહને કાળી; અકળ૦

મણી મળે મહા મુલ્યનો, અહિ શિર્ષની માંહી,
જન્મથી સાથે રહે, અસર ન વીષની કાંઇ.
કરે વિષ દુર એ ભારી, અહિ ઉલટોજ ગુણધારી, અકળ૦

રત્નો રૂડા તેજનાં, કિમતમાં અમુલ્ય;
પત્થર પેટ પેદા કર્યા, ભારી એ છે ભૂલ.
ખનીજે જન્મ નિજ ધારી, સહે અંગે પીડા ભારી; અકળ૦

પંક વીષે પેદા કર્યાં, કુસુમ વિધવિધ રંગ,
ભ્રમર ને મધમાખથી, પીડા વેઠે અંગ.
સુગંધી દીધી છે સારી, ચહે સહુ નર ને નારી; અકળ૦

ઇન્દુ જુઓ આકાશમાં, આપે છે ઉજાસ,
પોતા પાસ નહિ છતાં, પરથી લઇને ખાસ.
કલંકનો ઘાય છે કારી, વળી ક્ષય વૃદ્ધિ છે ભારી; અકળ૦

ચાતક પક્ષી ચિત્તથી, સ્વાતિ ઇચ્છે સાર,
પણ પામે નહિ પ્રેમથી, વીધી અવળી ધાર.
વિયોગે વેદના ભારી, મળે નહિ બિન્દુ તો વારી; અકળ૦

પતિવ્રતાને પવિત્રતા, રાખે રામા મન,
વિધિ વિચિત્રતાએ કરી, સ્વામિ રોગી તન.
મળે નહિ સુખ તે નારી, વિરહનું દુઃખ સહે ભારી; અકળ૦

નીતીની રીતી વળી, વિદ્યા ગુણ ભંડાર,
જાણે પ્રિતી પ્રેમથી, નાથ મળે ગમાર.
ભલે હો લક્ષ્મી બહુ ભારી, પડે નહિ ચેન તે નારી; અકળ૦

સારસ પક્ષી તો જુઓ, રમા સાથ રહે નીત,
રામાના વિયોગથી, પ્રાણ તજે ખચીત.
રતી વૃત્તિ હ્રદે ધારી, મદન શર વાગતાં કારી; અકળ૦

રંક હોય પણ વીધીથી, બનતા મોટા રાય,
રાય થાય છે રંક તે વીધીનો મહીમાય.
વીધીની છેજ બલીહારી, નાખે છે ગર્વ ઉતારી; અકળ૦

ખેડ કરી ખેતર મહી, ખેડુત વાવે બીજ,
જો વીધી અવળી પડે, તો પાકે એ નહિજ.
ઉદ્યમથી જાય છે હારી, રહે દુષ્કાળ દુઃખ ભારી; અકળ૦

વણીક કરે વ્યાપાર બહુ, રોકી મૂડી માલ,
નફો ખોટ વિધીએ મળે, એ મોટું છે સાલ.
નહિ તો લાભ લઈ ભારી, બને બહુ એજ અહંકારી; અકળ૦

રાવણ સરખો રાજવી, ગઢ લંકાનો રાય,
રાજ્ય ગયું સીતા હરી, વીધીથી સૌ થાય.
સુઝે નહી શીખ તો સારી, વિધી જો થાય આ કારી; અકળ૦
વિધીથી વેશ્યા બની, પર નર પાસે જાય,
પુરૂષ પણ વીધી થકી, પર નારીને ચ્હાય.
ભલે કો રહે મન ભારી, વિધી આગે જશે હારી; અકળ૦
સુખ દુઃખ સર્વે મળે, વીધીથી જગ માંહ્ય,
આશા ડુંગર જેવડી, પણ ચાલે નહિ કાંય.
તૂટે આશા તણી બારી, જશે ચુનીલાલ સૌ હારી; અકળ૦
**રા. ચુનીલાલ કુબેરદાસ શાહ.**

---

## પેટ ખાતર થતાં કર્મ.

### ઉદર દુર્દશાનો આબેહુબ ચિતાર.

**( શાર્દુલવિક્રિડિત. )**

રે વિશ્વંભર વિશ્વમાં, દશ દિશા, જે માનવીઓ વસ્યા,
તે સર્વેની દિવા નિશા વિશ વશા, કીધી શી આવી દશા;
કે કંગાલ, નૃપાળ, બાળ, અબળા, શ્રીપાળ ને શેઠીયા,
દોડાદોડી કરી બન્યા કપટથી આ પેટના વેઠીયા.

**( વસંતિલકા. )**

પંડીત ચાતુર પ્રતાપિ તપસ્વી પૂરા,
નીતિ વિચક્ષણ સુલક્ષણ શાન્ત શૂરા;
વાટે દિઠા રખડતા બહુ લપલપાટે,
**રે દૈવ આવી શી દશા કરી પેટ માટે.**
વિદ્યા કળા બળ વિવેક અનેક શીખી,
સેવા કરે કંઇક મૂર્ખની માગી ભીખી;
સંકષ્ટ કૈક નરનાં સુણી છાતિ ફાટે, રે દૈવ૦
અજ્ઞાનની પણ કરે ગુણવાન સેવા,
દાતા કહે કૃપણને પણ દેવ જેવા;
વાતો કરે કંઇક ફોગટની ગપાટે, રે દૈવ૦

માતા તજી તજિ પિતા તજિ પુત્ર પ્યારા,
સેવે વિદેશ બહુ દૂર વસી બિચારા;
કુટાય કેક નર ભારી ભર્યાં ઉચારે, રે દૈવ૦

કૈંકે તજી સુભગ ભામિનિ દેવી જેવી,
ખોયો નિરર્થ નિજ જન્મ વિદેશ સેવી;
બેઠા બની નફટ કૈંક વણીક હારે, રે દૈવ૦

શાણા થઇ સધનના બની કૈંક સાળા,
ભાવે કરે ભગીનિ મંદીર મધ્ય ઢાળા;
શંકા તજી સરસ માલપૂડા ચપારે, રે દૈવ૦

સાંખી કુવાયક કઇંક થયા ગુલામો,
નિત્યે કરે કંઇક નિંદક નીચ કામો;
દોડે સદા કંઇક કાસદ થઇ સપાટે, રે દૈવ૦

દે નીચને કંઇક દામથી દેવકન્યા,
ઝાઝા કરે જુલમ જોર અધર્મ અંધા;
કંગાલને કનડતાં ન ડરે કયારે, રે દૈવ૦

શીખે ઘણા શ્રમથી કૈંક અનેક ભાષા,
બેસે કંઇક ઉરમાં ધરી અન્ય આશા;
દે ગાળ કૈંક ગુણને બહુ કોચવારે, રે દૈવ૦

ઉભા સદા કંઇક સન્મુખ હાથ જોડી,
આવે અવાજ સુણતાં અતિ શિઘ્ર દોડી;
લે લક્ષ પાપ લલચાઇ છ ટાંક આરે, રે દૈવ૦

તાપે અપાર તપી કંઇક રસોઇ રાંધે,
પાણી ભરે કંઇક કાવડ મેલી ખાંધે;
કુઠે કરી કંઇક કાષ્ટ કઠોર કાપે, રે દૈવ૦

નીચું કરી મુખ લખે નર કૈંક નામું,
બોલાય એક નહિ વાયક શેઠ સામું;
ટુટે કડી છટકતા મન ટમટમારે, રે દૈવ૦

વેઠે ઘણાં વિકટ સંકટ કૈંક પ્રાણી,
ચોરી કરે કંઇક પારકી પ્યાર આણી;
લે લાભ કૈંક પરને પટકી સપાટે, રે દૈવ૦

કૈંકે મણુ વિટપથી પડી પ્રાણુ ખોયો,
કૈંકે પડી જળ વિષે જમલોક જોયો;
કૈંકે ભમી ન લીધી શાંતિ સમુદ્ર ધારે, રે દૈવ૦
ઉભા ગરીબ બનિ કૈંક ધનંઢ્ય દ્વારે,
સાંખે સદૈવ અપમાન ઘણા પ્રકારે;
પત્રાવળી ગટરમાં પડી કૈંક ચાટે, રે દૈવ૦
પ્યારી કરે કંઇક પુત્રી તણી કમાણી,
નીચાં કરે નયન જારિણિ નારી જાણી;
લે રાંકને કંઇકિ લાભ હણી થપાટે, રે દૈવ૦
જ્ઞાની ગરિષ્ટ ગુરૂજી બની કાન ફુંકે,
દ્રષ્ટિ ચઢી મન ગમી ન કદાપિ મુકે;
ચૂકે ન સ્વાર્થ વિધિ બેસી પવિત્ર પાટે, રે દૈવ૦
આંખે સુઝે નહિ લખાય ન હાથ ધ્રુજે,
કાને સુણે નહિ ઉપાય ન એક બુઝે;
તોયે કરે કપટ એક બદામ સાટે, રે દૈવ૦
નીતી તજી નરપતી રગડે પ્રજાને,
જોરે હરી જર જમાવ કરે ખજાને;
નાંખે નવા કર ડરે ન પ્રજા બુમાટે, રે દૈવ૦
વિદ્યા ભણી વિબુધ વાદ કરે નકામા,
જાણી બુજી વદી વૃથા અથડાય સામા;
હોડે કરી હઠ બીજા પર ધુધવાટે, રે દૈવ૦
ન્યાયાધિશો સકળ નીતિની રીત જાણે,
લે તોય લાંચ લલચાઇ ચહાય નાણે;
શિક્ષા કરે મરણુની પણુ કમકમાટે, રે દૈવ૦
વિદ્યાર્થીઓ સકળ સંકટ વેઠી અંગે,
અભ્યાસ આગળ વિનાશી કરે ઉમંગે;
નાપાસથી બની નિરાશજ અર્ભકાટે, રે દૈવ૦
શાસ્ત્રો અનેક વિધિનાં ભણી કૈંક બોધે,
જોગી જતી નિકટ સિદ્ધિ કંઇક શોધે;
કષ્ઠે મહા તપ કરે ચિત ચંચળાટે, રે દૈવ૦
ધંધા કરે કપટના ઝટ ખોટું બોલે,
દ્રષ્ટિ ચુકાવી ચતુરાઇથી ઓછું તોલે;
લે લુંટી કૈંક શઠ મારી કુટી લપાટે, રે દૈવ૦

ધાચ્છે દુકાળ કણિયા કંઇ કર્મકુટ્યા,
ધારે લઢાઇ નરપાળની કાળ ખુટ્યા;
દેખી બીજાનું શુભ કૈંક બળે દુણારે, રે દૈ૦
પ્રેમે દબાવી પર થાપણ પોક મુકે,
વિશ્વાસઘાત કરતાં ન લગાર ચૂકે;
દેખી વિપત્તિ પરની ધન કૈંક દાટે, રે દૈ૦
સટ્ટા કરે કઇંક જોખમ ખેડી માથે,
શેકાય થાય નહિ વાત મનુષ્ય સાથે;
છાતી બળે પ્રમાણ, ખોટથી ચડચડાટે, રે દૈ૦
વૈદ્યો વિશેષ કરી પેઢી જમાવી તાજી,
દેખી ઘણા દરદી થાય અપાર રાજી;
છેદે વનસ્પતિ સમુળ છુપાવી વાટે, રે દૈ૦
એવા વળી વકીલ નામની પાટી ચોડી
હાર્યા જીત્યાની નહીં કાળજી એક કોડી;
મેલે ધકેલી લઈ દામ ધરી કબાટે, રે દૈ૦
ખેલે જુગાર મળી યાર અપાર સંગે,
સર્વે ખુવે બહુ રૂવે રહી એક અંગે;
જાણી હસે જગતમાં જન ખડખડાટે, રે દૈ૦
આપે શીખામણ પ્રવીણ બની બીજાને,
પોતે મહા કપટ પાપ કરે વિધાને;
બીને ન ભુંડું કરતાં કદી કળકળાટે, રે દૈ૦
પુરાણીજી બગલમાં લઈ પોથી ભારે,
"એવાં બધ" કહી કુટાય અનેક દ્વારે;
ગોપીની વાત અબળાની કને ગપાટે, રે દૈ૦
ભૂપાળની કંઇક ભક્તિ કરે ઘણેરી,
એવા ગૃહસ્થ ઘરને વળી કૈંક વેરી;
રાજી કરે જીકરમાં હસી ખડખડાટે, રે દૈ૦
લુંટી પિતા જનનિ બાંધવને રડાવે,
વિશ્વાસનું કુમતિ આપી વળી લઢાવે;
ખોટા કરે શપથ સાખ પુરે અટાટે, રે દૈ૦
જાણી તવંગર ખુશામતખોર ભાવે,
ના યોગ્યને પણ સભાધિપતી ઠરાવે;
જોયા કરે વિબુધ દુરથી ટગટગાટે, રે દૈ૦

દીઠે વરિષ્ટ પણ દાનત હોય ખોટી,
ઝુંટાવી લે ગરીબના કરમાંથી રોટી;
બેઠા બની બક મિષે બહુ દમદમારે, રે દૈવ૦
મોટે મીઠા પણ પુઠેથી નખોદ પાટી,
લોભાવી લાગ લઈ કાળજું ખાય કાટી;
બીજા કને બડબડાટ કરે બળાપે, રે દૈવ૦
જ્ઞાતી તણા પટેલ શેઠ બની સપક્ષે,
લે પંક્તિમાં પતિતને લઇ લાંચ લક્ષે;
પાડે વળી તડ સમોવડના તૂરારે, રે દૈવ૦
જોતાં જણાય જડનાજ વડીલ ભાઈ,
જાણે ખરેખર બીજા ખરના જમાઈ;
એવાની વેડ કરી શેઠ કરે બુજારે, રે દૈવ૦
ખેતી કરે કંઇક કલેશ વિશેષ વેઠી,
મેલે નહિ હળની દાંડી કરેથી હેઠી;
સેવે સદા વન શિરે ધન ગડગડારે, રે દૈવ૦
બેસી અઢે ઢળકી ગાડીન કૈંક ડોલે,
ગોપુચ્છને મરડી ઓઠ દબાવી બોલે;
તાપે તપી બહુ કલેવર ઉકળારે, રે દૈવ૦
ના હોય અક્ષર બરાબર દોઢીયાની,
શુદ્ધિ ન હોય વપુ ઉપર લુગડાંની;
એવાનિ ગાય કવિતા કવિ ધડધડારે, રે દૈવ૦
કૈંકે તમામ ભગવાં કરી ઝાલી ઝોળી,
કૈંકે શરીર પર ભસ્મ અપાર ચોળી;
કૈંકે ઘણાં તિલક છાપ કર્યાં લલાટે, રે દૈવ૦
જોગી બની કંઇ જને વનવાસ કીધો,
કૈંકે ડરી ઉર વિષે દુર પંથ કીધો;
પાખંડ કોટી વિધિનાં કરી કૈંક ખાટે, રે દૈવ૦
બેસી સ્વધર્મ પરધર્મ વીષે પ્રવેશે,
બીજાની જાતી બદલાવી કંઇક બેસે;
વટે વળી વટલી જાય ખરાબ વાટે, રે દૈવ૦
સાધે સમાધી વળી કૈંક સહી ઉપાધી,
વડે ઘણી તપ કરી વળી કૈંક વ્યાધી;
માગે ઘણા ભીખ ઘરોઘર થર્થરાટે, રે દૈવ૦

લે કંઇક જાપ જપવા જજમાન પાસે,
વાતો કરે સરસ સુંદરીની વિલાસે;
દે દક્ષિણા કદિ કમી ક્ષણમાં દુણારે, રે દૈવ૦

ગાદી તણા પતિ વિરકત અને વિરાગી,
લે દૈવના નિમિત મોદક, દ્રવ્ય માગી;
દે દ્રવ્ય કૈંક નૃપને, લઈ બડબડારે, રે દૈવ૦

ઘાલે ગળે લબડતી બહુ મોટી માળા,
ભાલે કરે તિલક રાખી છૂટા નિમાળા;
ભાળી શિકાર છટકે, બહુ સુસવારે, રે દૈવ૦

શ્રી રામ, શંકર, રમાવર, દેવી કેરાં,
શોભાયમાન ભવનો રચીયાં ઘણેરાં;
એહા પુજારી બની કૈંક અનેક થારે, રે દૈવ૦
કાળા ભુજંગ મુખમાં કર કૈંક ઘાલે,
વ્યાઘ્રાદિ ઘાતક જનાવર કૈંક પાળે;
ભેટે રીપુથી રણમાં, ભટ[illegible]શીશ સાટે, રે દૈવ૦
વાદિત્ર પેટ પર બાંધી ઘણા વગાડે,
વાંસે ચઢી નટ નમી બહુ બુમ પાડે;
ગારૂડીઓ કપટના કરી ખેલ ખાટે, રે દૈવ૦

સ્ત્રીના વિચિત્ર લઈ વેષ પુરૂષ રાચે,
જાચે મહા અધમ ને અતિ દીન વાચે;
નાચે બિભિત્સ વચનો વદિ છમછમાટે, રે દૈવ૦

દાણા જુવે વળી ભુવા બની કૈંક ધુણે,
ચીઠ્ઠી લખે કંઇક ચોરની પેઠ ખુણે;
ધાગા કરે કંઈક ધુતવિ ધમધમાટે, રે દૈવ૦

પીડા દઇ અજ, અહી કનીને નચાવે,
દેખાડી કૈંક કિમિયો, ઠગી જાય દાવે;
આપી પડિકી જડી માલ મઝાથી પાટે, રે દૈવ

નાખે વળી ઉજણી ઝાડુ ઝપાટુ ડોશી,
ભાખે ભવિષ્ય ધન, મક્કર લેખી જોશી;
પોતે અચિંતીત મરે જમના ઝપાટે, રે દૈવ૦

મેલાં ઉપાસન કંઇક કરે મસાણે,
મંત્રો જપે કંઈક સાંજ સવાર ટાણે;
પીડાય કૈંક ઉપવાસથી લુલવારે, રે દૈવ૦

નીંદાય મારી મુઠ ચોટ કંઇ નકામા,
પરતાય કામણ કરી નર કૈંક કાચા;
ભુતોની ભ્રાંતિથી ઠગે, શઠ કૈંક થારે, રે દૈવ૦

હિંસા કસાઇ બની કૈંક કરે ઘણેરી,
સેવે સદા કઈક પાતકની કચેરી;
ચાલે અપ.ર લઇ ભારજ લખલખારે, રે દૈવ૦

અંગે ધરી યુવતિ સુંદર ચોળી સાડી,
ચાલે છટાથી નયનો સ્વકુચે લગાડી;
ફેંકી કટાક્ષ નરને, પકડે સપારે, રે દૈવ૦

દારિદ્ર નાથ તણું દેખી કલેજું રાંધે,
ખોટાં ચરિત્ર કરી યારથી પ્યાર બાંધે;
દેખે ન માગી ચીજ તો બહુ ધુંધવાયે, રે દૈવ૦

રે મુઢ ધુળ પડિત જીતત તારૂં જોયું,
પર્ણી દીધું ન સુખ જોબન મારૂં ખોયું;
એવાં કહી કઠણ વાકય કલેજું આરે, રે દૈવ૦

દે દોષ દેખી પતિ ગાળ કદાપિ રોષે,
રીસાય રાઢ કરી જાય, અપાર જોસે;
નિન્દા કરે સ્વપતિની અતિ ઉભરારે, રે દૈવ૦

રે રાંડ આજ કરી કેમ રસોઈ મેડી,
જો બેઠી આ જનની તારી જરૂર રાંડી;
બીને ન એમ કથતાં બહુ અમ્બળારે, રે દૈવ૦

બોલે છબીલી બની કૈંક છકી ઘણીને,
રોકી રહી ન વહી જાય ભણી ગણીને;
બેસે વિચિત્ર બની કૈંક પરાઈ ખારે, રે દૈવ૦

પાપી પિતા પરમ વૈરિણી માત મારી,
જોયો પતિજ મતિહીન વિના વિચારી;
નાખ્યો હતો કંહીથી દૈવ પિટયા નપારે, રે દૈવ૦

રાખે રૂપાળી બની કંચની અંગ ચોખ્ખું,
ચૂસી કરે ખુશાથી શેઠજી કેરૂં ખોખું;
લે ચિત્ત વિત્ત હરી ધુંધથી ધમચમારે, રે દૈવ૦

ઇત્યાદિ નિંદક ઘણા ગુણ પેટ કેરા,
કોથી નહિ કહી શકાય દિસે ઘણેરા;
રાજાથી રંક પર્યંત સ્વધર્મ પાળે,
આ પેટના પણ પ્રપંચ વિના ન ચાલે.

માટે તજો મમત માન અને બડાઈ,
ચિત્તે ધરો વિનય શાન્તિ દયા ભલાઈ;
રાખો ગરીબપર પ્યાર વિકાર મુકી,
પ્રીછો ન એક પણ કામ વિવેક ચુકી.

સંપત્તિની છત નિહાળી કદી ન છાકો,
નારી પરાઇ ઉરમાં ન કદાપિ તાકો;
દારિદ્ર ઉદ્યમ રૂડો કરી દુર હાંકો,
રાખો વિચાર ઉપકાર વિષેજ પાકો.

ધારો સ્વધર્મ પર પ્યાર અને પ્રતીતી,
શીખો સદા સરસ સોબત સારી રીતી;
બીજાનું સારૂં નીરખી ન થશો અદેખા,
પામે નઠારૂં રૂડું જેવી નશીબ-રેખા.

સારી કૃતીથી નિજ નામ સદા વધારો,
વિશ્વેશને ઉર વિષે ન કદિ વીસારો;
આજ્ઞા પિતા જનનીની ન કદાપી લોપો,
કોને કુવાચક કહી ન કદાપિ કોપો.

વિદ્વાનને વિમળ આશ્રય નિત્ય આપો,
સંકષ્ટ રંક જનનાં કરૂણાથી કાપો;
સર્વત્રને નિજ સમાન સદૈવ લેખો,
સંપત્તિથી ગરીબને નહિ તુચ્છ દેખો.

**રા. અમીચંદ નથુભાઇ નારકાર.**

* * * * *

## લાવણી.

ઓ પેટ તારી તો વેઠ ખરેખર ઠેઠ સુધી છે કરવાની,
રંક રાય કે શેઠ હોય પણ ભેટ તું આગે ધરવાની;
સુભાગ્ય તારાં કે જગદિશે, દયા કરી વચમાં રાખ્યું,
નહિતર કાપી કાઢત આખું, હોત ખરૂં ફળ તે ચાખ્યું.
કૈંક નાચતા કૈંક કુદતા પાપી પેટ તારે માટે,
કૈંક ભટકતા કૈંક લટકતા કૈંક રખડતા ઉચાટે;
નીચા ધંધા થઇને આધા કંઈક કરે તારે કાજે,
કૈંક કુકર્મો કોટી કરતા લેશ નહિ દીલમાં લાજે.
કૈંક કહે હું મોટો યોગી, કૈંક કહે હું વૈરાગી,
ધર્મગુરૂનાં નામ ધરીને ધુતાઓ ખાતા માગી;
કૈંક કહે હું પુરો જોશી, કૈંક કહે જાદુ જાણું,
નહિ કરવાનાં કામ કરે કંઇ હાથ વિષે મુકો નાણું.
માન મુકાવે ભાન ભુલાવે ભલા ભલાને ભરમાવે,
મહા મસ્ત મદના માતેલા તેને પણ તું કરમાવે;
દેશ તજે કૈં વેશ સજે કે પેટ તણી પુજા સાટે,
સગાં સંબંધી સૌને ત્યાગે, જોખમ ઝાઝાં લે માથે.
ઉગે ત્યાંથી અસ્ત સુધીમાં ભમવું તારે માટે નેટ,
વ્હાલું જગમાં પેટ સહુને, પેટ થકી જાણો સૌ હેટ;
એક પેટને કારણ મુકી, વેઠ આટલી અરે હરિ,
માયામાં મોહાંધ મુર્ખથી, મમતા નહિ મુકાય પરિ.
અજબ ગજબ તું કરે પેટડા, પુરાય નહિ તારી પાલી,
દિવસમાં બે વાર ભરૂં, પણ આખર ઠાલીનું ઠાલી;
પરમારથની ઓથે રહીને, સ્વારથ પોતાનો સાધે,
ડાહ્યા ડમરા થઇ ફરે પણ, પ્રથમ પેટને આરાધે.
પશુ પક્ષી વૃક્ષાદિ સૌને, પેટ તણી પીડા અળગી,
સાથે જન્મી સાથે જાશે, અંત વિના નહિ રહે અળગી;
એક ટંક પણ નહિ વીસારે, સમય થયો કે જાગે છે,
**મોતીરામ હરીશંકર** કહે છે પેટ થકી સહુ પાકે છે.

**રા. મોતીરામ હરિશંકર.**

---

# પક્ષી સમાજ.

લેખક—સ્વ૦ કવિ મહાસુખરામ નરભેરામ.

अनुष्टुप.

वंदेत्वं विश्वनाथाय, वंदेत्वं पुज्य पीतरं ।
वंदे हिन्द हितेच्छु त्वं, वंदे त्वं भूमि मातरं ॥

( મનહર. )

એક વાર વિહંગોના મનમાં વિચાર આવ્યો,
સ્વજાતીમાં વિદ્યા નીતી ધર્મને વધારવા;
સાર સારા સાક્ષરોને સામેલ કર્યા છે માંહે,
પક્ષી બીનપક્ષીને સુ-લક્ષથી સુધારવા;
સારા સુખકાર ધારા બાંધવા સુસંપ કરી,
કુધારાના કલેશકારી મુળને સંહારવા;
સારાં સારાં પેપરોમાં[1] ચરચા ચલાવી ચારૂ,
મેળવી સમાજ અજ્ઞ બંધુને ઉદ્ધારવા.

( દોહરો. )

વિમળ વસંત રૂતુ વિષે, ફાલ્યાં વનફળ ફુલ,
શુકલ પૂર્ણિમાનાં પાઠવ્યાં, આમંત્રણ અનુકુળ.
મનહર વન તરૂવર ઘટા, સુંદર સરિતા તીર,
પાર વિના પક્ષી મળ્યાં, ગુણીયલ નર ગંભીર.

( મનહર. )

જુદા જુદા ઘાટ અને જુદા જુદા ઠાઠ માંહી,
પ્રતીનીધી દેશ ને વિદેશ તણા આવીયા;
મોટી મોટી ચાંચ વાળા, મોટી મોટી પાંખ વાળા,
નાની મોટી આંખ વાળા, અનંત સુહાવીયા;
કોઇ કાળા, ધોળા, લીલા, પીળા પીંછ વાળા અને,
કોએ કાબરા ને કોએ બાબરાં ધરાવીયાં;

[1] વર્તમાનપત્રો.

ભિન્ન ભિન્ન ભાષા, અને ભિન્ન ભિન્ન હાવભાવ,
સ્થાનિકે પ્રસન્ન થઇ સર્વેને વધાવિયાં.

પ્રખ્યાત પંડિતો અને વિમળ વકતાઓ આવ્યા,
મે'તા મુત્સદી ને કામદાર કારભારી છે;
ડાહ્યા ડાહ્યા ડાકટરો ને, વિવેકી છે વૈદ્યરાજો,
શાણા સરદારો ને અપાર અધિકારી છે;
કંઇક કૃષિકાર કવિરાજ ને ઈનામદાર,
વિબુધ વકીલો અને વિખ્યાત વેપારી છે;
નાણાવટી ન્યાયાધિશ, નામિચા દિવાન તણો,
મેળો માંગલિક મળ્યો, મહા સુખકારી છે.

( ઇંદ્રવિજય )

ખાંત ધરી ખગરાજ ખરી ઉર, હાજર આજ થયોજ હમાયૂ,
નૃત્ય મયુર કરે મનમોહક, કોયલ ગાન અનુપમ ગાયું;
પોપટ વેદ પુનીત વદે, જયકાર વદે જતીથીજ જટાયુ,
વાયસ સારસ હંસ સુડા, શુક વૃન્દ સમાજની માંહ ભરાયું.

( દોહરો. )

**કપોત** કરજોડી કહે, ભલે પધાર્યા ભ્રાત;
દર્શનથી દુઃખ વામિયાં, હૃદય થયાં રળીયાત.
સંપી ચલવો સાક્ષરો, સરવ સમાજનું કામ;
વિદારવા દુઃખ જ્ઞાતીનું, તનથી મચો તમામ.

( મનહર )

વચન સુણીને પછી **અનળ** ત્યાં ઉભો થયો,
મુખ્ય મુખ્ય મેમ્બરો[1]ના, વિમળ વિચારથી;
ગુણજ્ઞ ગરૂડને અધ્યક્ષ નિમ્યા યોગ્ય જાણી,
માહીત ને મોભાદાર, માનવંતા મ્હારથી;
પોપટ પ્રવીણ સેક્રેટરી થયો સાક્ષર છે,
ઉદ્યોગી ઉત્સાહી ને સુધારા કેરો સારથી;
આનંદ અપાર થયો સુખની સરીતા રેલી,
શોભી રહી ભારે ત્યાં સમાજ ભભકારથી.

બપૈયા પારેવા કાકાકૌઆ ને કપોત બાજ,
મયુર મરાલ કાગ, વિષય વિચારે છે;

---

1 સભાસદો.

ભંગી બનીને ગીધ, ગર્ધન ને ઉલુક બેઠા,
તેતર ટીટોડા શાંતી પરમ પ્રસારે છે;
કોકીલા કાબરો કુકડા કુંભાર કુકડીઓ,
ચકલાં ચકોર બગ, હોલા હારોહાર છે;
જળકુકડી જટાયુ કુંજરી ને કકળીયા,
ભૈરવ ને દેવ્યાબ્યની આનંદ ઉચ્ચારે છે.

## પ્રમુખનું ભાષણ—

( ચોપાઈ છંદ. )

બોલ્યો ગરૂડ ત્યાં ગુણવાન, સ્નેહે સુણો વીર સુજાણ;
મુજને આપીયું જે માન, તેને યોગ્ય નથી મુજ જ્ઞાન.
હાજર હીરા રત્ન હજાર, સાક્ષર જ્ઞાતીના શ્રંગાર;
તદપિ પૂર્ણ રાખી પ્યાર, મુજ શિર્ષે કર્યો આભાર.
એ ઉપકાર માની આજ, લઉં છું હાથ ઉત્તમ કાજ;
પાડો સાહ્ય આપી પાર, રાખે રંગ જગકર્તાર.
કરવા કાર્ય આ ઉત્કર્ષ, આવ્યા આપ ધરીને હર્ષ;
વૃતિ સર્વની અવિચ્છીન્ન, એ છે ઉદય કેરાં ચિન્હ.
જુના દુઃખદ જુલમી રીવાજ, તારવી તુર્ત કરવા તાજ;
ભરવાં શાંતિ સુખનાં સાજ, દિન આરંભનો છે આજ.
માટે કમર કસી આ વાર, તરૂણો વૃદ્ધ રહો તૈયાર;
કાઢો કલેશનાં જે મુળ, બાંધો બંધ જે અનુકુળ.
કરવી ધર્મમાં નહિ ઢીલ, દેવું ઉદય અર્થે દીલ;
પ્રભુએ પ્રેરી બુદ્ધિ જેહ, જયજયકાર કરશે તેહ.
આ આરંભ કેરો રંગ, રાખો ટેક ધારી અભંગ;
પ્રતિકુળ હોય કો'ક પ્રસંગ, તદપિ તે તજો ન ઉમંગ.
જીવન જગતમાં છે અલ્પ, કરવો પૂર્ણ નિજ સંકલ્પ;
દેશે સંતતિ આશિષ, રહેશે પ્રસન્ન શ્રી જગદીશ.
જ્યાં છે પંચ ત્યાં પરમેશ, હૈયે ધરો હામ હમેશ;
ઝુઝો સત્યને આધાર, ધારી ધર્મનું હથિયાર.
જે જે વીર કરે દરખાસ્ત, મત ઝાઝે થશે તે પાસ;
કરજો કયાસ તેનો આપ, પાછળ રે' ન પશ્ચાતાપ.
સુણજો ભાષણો રહી શાન્ત, મીથ્યા માંડશો ન મતાંત;
થાજો અર્થગ્રાહી સર્વ, ધરશો જ્ઞાનનો નહિ ગર્વ.

મનમાં હામ જનને હોય, તો નથી કાર્ય કપરૂં કોય;
આશા જીવન જગત તમામ, જય જય વિજય મહાસુખરામ.

(દોહરો.)

પ્રથમ દિવસ પુરણ થયો, ઉઠયા કરવા આહાર;
રજની ગાળી રંગમાં, સરિતા તટ સુખકાર.
બીજે દિવસ પ્રભાતમાં, ઉઠયા દ્વીજના વૃન્દ;
સંધ્યા, સ્નાન, પુજનવિધી, કીધાં ધરી આનંદ.
ચા'-પાણી ચાસે કર્યા, પોપટે આપ્યાં પાન;
સારસ હંસની સરભરા, માર્યા ખુબ મિષ્ટાન.
સમય થતાં મંડપ વિષે, ભરચક થયો ભરાવ;
પ્રેક્ષક આવ્યા પ્રેમથી, લેવા દુર્લભ લ્હાવ.

બગ—

દંભ, દયા, અહિંસા.

(મનહર.)

બગલો કહે છે પક્ષીરાજ, સુણો પ્રેમ ધરી,
આજ કાલ દુનિયામાં દાંભિકોનું જોર છે;
કંઈક મુનીરાજ બની બેસે સરિતાને તીરે,
સુરતા શિકારપર કાળજું કઠોર છે;
કંઈક મોટા સિદ્ધ બની, અધર આકાશ ભમે,
ચુકીને ચોટ દે, લગાવી એવા ચોર છે;
કૈંક ઉપદેશ આપે, દેશહિત દાખવીને,
નજર નિશાને જર ઝુંટવે ચકોર છે.

મુખ માંહી રામ નામ, દામ દારા ભીતરમાં,
પોથામાં પ્રવેશી દંભે, ભકતનો હસાવે છે;
હાથ માંહી માળા પણ, હૈયામાં ભરેલ હ્યાળા,
ભાષણો ભાખીને ભલાં, આંસુડાં વ્રુત્રાવે છે;
તોપને તડાકે વાતો, ભડાકે ઉડાવે વળી,
હાસ્ય રસ મેલી, આખી સભાને હસાવે છે;
**મહાસુખ** પોતાને તો ચાલવાને પંથ જુદો,
બહુ રૂપી બની ભાઇ ભોળાને ફસાવે છે.

કુટીલ કુભાંડી એવા કુળના અંગાર આજ,
વિશ્વમાં વિશ્વાસઘાતી, સૌથી મોટા પાપી છે;
ભય તજી ભ્રમણ કરીને, ભેળ પાડનારા,
પીર તણા વૈરીયોની, ભીતી ભારે વ્યાપી છે;
વિચારે ન વૃદ્ધિ હાની, પક્ષીઓના લે છે પ્રાણ,
ભારી એવા જમડાનો, જુલમ અદ્યાપી છે;
જ્ઞાતીને નુકશાન કુલ, મહાજનો વિચારો મુળ,
ખાસ દરખાસ્ત, પક્ષી રક્ષણની આપી છે.

શિકારીને હાથે નાશ, થાય ન પ્રકાશ એથી,
અધિક વિનાશ જોતાં, જાતોજાત થાય છે;
જીરવાય નહિ તેવો, જુલમ જાણીને કરે,
ધર્મને વિસારી મોટા, નાનાઓ લખાય છે;
માનવી તો રક્ષણ કરે છે, માન આપી પણ,
માંહોમાંહે અંધ, કુડી નજરે કળાય છે;
એવા અપરાધિઓ, અબાધ અગણિત ફરે,
છચોક છજે છે છતાં, જ્ઞાતી વગોવાય છે.

ઘુવડ–

ટેકો આપી ઉલુક કહે છે ત્યાં વિવેક કરી,
પ્રતિદિન પ્રક્ષીઓની ક્ષતિ અતિ થાય છે;
તોય દરકાર ન લગાર ધરે દિલ વિષે,
શેઠ ને પટેલ પેટ પોષી મલકાય છે;
ગરજના યારીઓના ગુપત ગોટાળા ભાળી,
જ્ઞાતીના હિતેચ્છુઓની કાયા કંપી જાય છે;
અસ્તમાં સમસ્ત દ્વીજરાજ સપડાયા એથી,
**મહાસુખરામ** રચો સુખના ઉપાય છે.

અગત્ય છે એવા નિર–અંકુશોને અંકુશની,
કરે ન કુકર્મ એવો યોગ્ય કરો કાયદો;
ઉન્નતિ ચહો તો વૈરભાવ તજો એકબીજા,
સર્વ દ્વીજરાજને સમાન એથી ફાયદો;
ભવિષ્યનું સુખ અને વૃદ્ધિ ભ્રાતૃભાવ તણી,
વ્હાલી વાત વિભુને, ન કરો એમાં વાયદો;

સંતતીનું રક્ષણ ને લક્ષણ છે લાયકીનું,
સ્વાર્થમાં પરમાર્થ અર્થ ઉત્તમ કહાવશે.

બાજ–

બહાદુર બની બાજ બોલ્યો લાંબા હાથ કરી,
દયા દુનિયામાં પર્મ ધર્મ તણું મુળ છે;
દયા વિના દેહ છે નકામું નીર સાગરનું,
દયા વિના દેવ પણ પોતે પ્રતિકુળ છે;
દયા વિના દાન પણ દીધું તે ન દીધા તુલ્ય,
દયા વિના જ્ઞાનીઓનું જ્ઞાન ધ્યાન ફુલ છે;
માટે દયાભાવ રાખી વર્તવું સ્વબંધુ સાથ,
દયા રાખવાને માટે દેવે દીધું સ્થુળ છે.

ગર્ધન–

ગર્ધન ત્યાં બોલ્યો વાત, સાચી બગ બાજ તણી,
ધરણીમાં નિર્દયનું જીવન ધિક્કાર છે;
ઇશ્વરની હજુરમાં, છે ઉતર દેવાનો સૌને,
નાહે હુશિયારી ચાલવાની ત્યાં લગાર છે;
શાસ્ત્ર ને પુરાણ શ્રુતિકાર, વાર વાર વદે,
કોઇને ન દેવું કષ્ટ, સિદ્ધાંત શ્રીકાર છે;
પક્ષિઓની પક્ષ એ પ્રત્યક્ષ લેવી લક્ષ માંહી,
હિંસા કરવી ન હેતુ મુખ્ય હિતકાર છે.

( સોરઠો. )

પાસ કરી દરખાસ્ત, રાજી થૈ બગરાજની;
હંસે કીધું હાસ્ય, સમજ્યો સારસ ભેદને.

કાગ–

નિત્યકર્મ.

( ઝુલણા )

વીર વાયસ વદ્યો વાણી વ્હાલા સુણો, ધર્મ બેસ દીજે સર્વ હારી,
સ્નાન, સંધ્યા, પુજા, યજ્ઞ આદિ ક્રિયા, પરહરી પરસ્તુતી કીધ પ્યારી;
આજ આચારહીન આથડે જ્યાં તહાં, માંસ શબનું કરે ભક્ષ ધારી,
એ થકી દુર્દશા થઈ અને થાય છે, દુર્મતી વ્યાપી એ નાશકારી.

વિમળ જે વંશજો કાગ ભુશંડીના, ક્ષીર ને રોટલી ખુબ ચારે,
કુળનાં કર્મ તે પર્મ કોરે કરી, વટ તજી વિચરે ક્ષુદ્ર વારે;
જ્ઞાન, ગૌરવ, ગિરા, ધ્યાન, જપ, તપ ગયાં, માન મુકયું બધું ધાન સારે,
ભાર રૂપે ભમે ભીખવા પરગૃહે, વેઠ વહેતા થયા પેટ માટે.

જેહને માન દેતા મહા મહિપતી, જ્ઞાનના જે હતા મુખ્ય મેરૂ,
રાજ ને કાજના જે સલા'કારીઓ, ઇચ્છતા હિત નિજ દેશ કેરૂં;
તે તણા પુત્ર પામર નિરક્ષર થયા, છે ચઢયો ધઉં તણે ક્ષેત્ર ગેરૂ,
દિવસ ગાળે મહા દોહલે દીન બની, ધર્મ તજીને થયા દ્વીજ ખેરૂ.

ધર્મ જ્યાં હોય ત્યાં ઇશ અનુકુળ છે, ધર્મ જ્યાં હોય ત્યાં, દ્રવ્ય જામે,
ધર્મ જ્યાં હોય ત્યાં લાભ લજ્યા વસે, પ્રગટ પ્રભુતા બધી ધર્મ પામે;
જ્ઞાનને ધ્યાન વિદ્યા નિતી ધર્મમાં, મુકિતની યુકિતઓ ધર્મ ધામે,
ધર્મ વિના બધું, ધૂળ છે ધરણીમાં; અંતમાં આવશે ધર્મ કામે.

સંતતીનું ચહો સુખ જો સ્નેહીઓ, તો કરો કર્મ જે નિંદ્ય ન્યારાં,
ધર્મ રક્ષો ભલાં ફળ, ફુલો ભક્ષિને, ઉદયનાં ઉત્રડે તોજ બારાં;
નિત્યકર્મો લહી મર્મ કરવા મચો, અર્થ ગ્રહીને રચો રમ્ય ધારા,
પાસ દરખાસ્ત મ્હારી કરો પ્રેમથી, ઉદયનાં સાજ એ મિત્ર સારાં.

## ગીધ-

વાણિ વાયસ તણી સત્ય છે સાક્ષરો, પાળતાં ધર્મ છે લાભકારી,
અન્નનિમાં પુષ્પ, ફળ દળ દીધાં ઇશ્વરે, જેથી કાયા બને પુષ્ટ સારી;
તે તજી મૃત્ય આમિષ આરોગવા, પક્ષિઓ પરવરે પ્રેમ ધારી,
લાજ લુંટાય છે હાનીઓ થાય છે, પરહરો પ્રભુ કૃપા હોય પ્યારી.

## ઢેંક-

ઢેંક બોલ્યો તજ્યા ઢંગ નિજ પક્ષીએ, જાય દુર્ગંધમાં હર્ષ આણી,
અધમુવા જીવનો જીવ લે જુલમથી, કંઇક કોચી કરે આંખ કાણી;
ખાસ બરદાસ કરવી ધરે જેહની, તેહને ચાંચ દે તાણી તાણી,
ટેવ એ તુચ્છ તજવી ઘટે આ સમે, અણખુટયે ના મરે એક પ્રાણી.

## સમળી-

સ્નેહથી ત્યાં વદી સંત સમળી અરે, પ્રેતભોજન અપુનિત કા'વે,
ભ્રષ્ટ બુદ્ધિ બધિ થાય છે તે થકી, ધર્મ તપ ધ્યાન ફળ નાશ થાવે;
ભાન તજી લાશ ઉપર ભમે ભામટા, જ્ઞાતિને આળ તે સર્વ આવે,
સર્વ સંપી કરો દુર સંધી બલા, તો દયા દીલ દેવેશ લાવે.

(દોહરો.)

વાયસની દરખાસ્તને, પ્રેમે કરી છે પાસ;
ભેખ ભજાવ્યો ભ્રાત તેં, સમળી કહે સાબાશ.

સોરઠો.

વાયસની દરખાસ્ત, પક્ષી કહે પ્રમાણ છે;
સારસ કહે સાબાશ, વચને શી દરિદ્રતા.

**તીડ-**

## પારકી હાની નહિ કરવા વિષે.

(મનહર.)

તીડ કહે મફતનો માલ તાકી દોડે દીજે,
સીમાડામાં પડે જાણે ધાડ મારવાડની;
લોકનો કરે બગાડ જાણે ઉભરાયો પ્હાડ,
વરતાવે ત્રાસ બાકી સુખે નહિ ઝાડની;
ફાલે ફફડાવે પાંખ પાસે તો રહે છે રાખ,
રૂવે કૃષિકાર કરે મહેનત અશાડની;
સાંભળીને ધ્રુજે લોક આવ્યા પે'લી મુકે પોક,
એથી તો અધિક ભીતી રે'તી નથી ધાડની.

(સવૈયા.)

ભૂપણ ઘટવા ભેગા થઈને, ભ્રમણ કરી કરવી નહિ ભેગ,
ભવિષ્ય વિચારી ડગલાં ભરવાં, સમજીને સાચવવો મેળ;
આશ્વિનમાં ઉફાંદિ કરીને, મહા મહીનો કરવો મુશ્કેલ,
આશા ભંગ કરે જે અન્નની, નિપજે તેહ નરકમાં એળ.

બીજાને બોજા રૂપ થાવું, ભરવું ઉદર કરીને રેલ,
સર્વ તણી આશા છે સરખી, પર પીડા પરખે ન ચબેલ;
સામાનું સર્વસ્વ બગાડી, ખુશી કરીને કરવા ખેલ,
એ છે રીત અનાડી કેરી, તજો તમે મુજ મિત્ર ઠરેલ.

**તેતર-**

તેતર કહે પરભાર્યો સંચય, ન તાકજો લાવીને તાન,
હક પાખીમાં હાથ ધરે તે, નિચ નફટ પક્ષો નાદાન;
ન્યાય નિતી પર નજર રાખીને, શર્ણાગતને દેવું સ્થાન,
સર્વ ભૂતમાં છે સર્વેશ્વર, માટે કથન ધરો મુજ કાન.

(દોહરો.)

તેતરને ટેકે કરી, પાસ દીજે દરખાસ્ત;
ચઢગો કાયદો કાગળે, કરો પ્રેક્ષકો કયાસ.

કાબર—

## સંપ.

( મનહર. )

કાબર કહે છે સુણો શાણા પક્ષીરાજ આજ,
સંસારમાં સંપ એજ સુખ તણું સ્થાન છે;
સંપ વિના સંપતિ એ વિપત્તિ સ્વરૂપ ભાસે,
સંપ વિના સંતતિ એ નાશનું નિશાન છે;
સંપ વિના સગાં અને સ્નેહીઓ એ શુન્યકાર,
સંપ વિના સદન એ સાક્ષાત સ્મશાન છે;
સંપ વિના પુષ્પની પથારી પણ પાવક છે,
સંસારમાં સંપ એજ સુખનું વિધાન છે.

ધ્રુસકે રૂવે છે ધણી ધણીયાણી સંપ વિના,
સંકટનો એલી ભાઇ મારવાને ધાય છે;
સંપ વિના દીકરો ને બાપ બન્ને બાઝી મરે,
પાડોશીની ફરીયાદો કોરટે નોંધાય છે;
સંપ વિના સડો પેસે મોટાં મોટાં મંડળોમાં,
સંપ વિના ભારતીમાં ભંડોળ ભેળાય છે;
સંપ વિના દુર્બળ બન્યો છે આર્ય દેશ આજ,
સંપ વિના મોટી મોટી નાતો તૂટી જાય છે.

સંપ વિના જાદવ કપાઇ મુવા કાદવમાં,
સુતેલા શત્રુને ક્રુર કુસંપે જગાડ્યા છે,
સંપ વિના કૈરવ ને પાંડવ કપાઈ મુવા,
ધરા નિર્વીર કરી કુટુંબો ભગાડ્યાં છે;
સંપ વિના દેશીઓએ દેશનું નખ્ખોદ વાળ્યું;
જુદા જુદા ટેક ધારી મનખા બગાડ્યા છે;
દોલત દટાઇ ને કટાઇ ગઈ કારીગરી,
સંપીઓએ વિજયનાં વાજીન્ત્ર વગાડ્યાં છે.

સંપથી ઇંગ્લાંડ આજ અવનિમાં ઓપી રહ્યું,
શિરોમણી બની સત્તા શાણપે ચલાવે છે;
મંડળીઓ બાંધી મોટાં મોટાં કામ પાર પાડે,
હારી રહે મતી એવી હીમત હલાવે છે;
ભોગવે પદાર્થ પાંચ અલ્પ નવ આવે આંચ,
દેવતાઇ દૈવત તે આજ દરશાવે છે;
સંપતિ ભરે છે નિજ સંતતિને સારૂ સંપી,
**મહાસુખરામ** સુખભાનુને વસાવે છે.

દ્રષ્ટાંત વિલોકી અરે પક્ષીઓ ઉઘાડો આંખ;
તપાસીને તોલ કરો સ્થિતિ શી તમારી છે;
કુસંપના કીચડમાં કળીને ગયા છો ભાઈ,
આંખમાં આંસુની ધારા અરૂ સોંસરારી છે.
પોતાની કમાણી પોતે ભોગવી ન શક્યો સુખે,
કુટુંબમાં કુસંપની જ્વાળાઓ પ્રસારી છે;
ખાસ દરખાસ્ત મોટી સંપીને સદાય રહેવું,
ભ્રાતૃભાવ રાખવા એ લ્હાવ લાભકારી છે.

**ચકલો-**

ચકલો કહે છે કરી કુસંપે, ખરાબી ખુબ,
દ્વેશથી કલેશ વ્યાપ્યો, પક્ષીઓનું પાપ છે:
વિઘ્નના સંતોષી, વિઘ્ન નાખીને વિરામ પામે,
અવરનું સુખ અવલોકી ધીકે આપ છે;
પીવાય નહિ તો, નાખે ઢોળી ઢંગ વગરના,
વ્હાલામાં વિરોધ પાડી, છૂપી રાખી છાપ છે;
વિષ વરસાવી કર્યો, વિજય તો માને માન,
પોતાને હણે પોતાનું ચઢાવેલું ચાપ છે.

( ચોપાઈ. )

કાબરની આવી દરખાસ્ત, કીધી પક્ષી વૃન્દે પાસ;
ચકલો હૈયે હરખ્યો અતિ, મહાજન સર્વે વખાણે મતી.

( દોહરો. )

દિવસ બીજો પુરણ થયો, અંતર વધ્યો ઉલ્લાસ;
રમવા જમવા પક્ષીઓ, લાગ્યા કરી સહવાસ.

કવિ–

( ઉધોર. )

ત્રીજે દિવસ પક્ષી તમામ, કરવા પૂર્ણ નિજનું કામ,
બેઠા સૌ બની બહાદૂર, ઉલટથી ભરાયાં ઉર.
ઝળકે નવીન મુખપર નૂર, વહે છે સરસ્વતિનું પુર,
શાન્તિ શાન્તિ છે સર્વત્ર, વ્યાપ્યું ઐક્ય છે એકત્ર.
રંગેરંગ જ્ઞાતિનું અભિમાન, ઘટ ઘટમાં ભરાયું જ્ઞાન;
એવો દિવ્ય છે દેખાવ, વ્યાપ્યો વિમળ ભ્રાતૃભાવ.
અમૃત ઝરે સૌની આંખ, પ્રેમી સર્વની છે પાંખ;
જાણે સર્વ સુધરી નાત, પક્ષી એક નહિ અજ્ઞાત.
વકતા વ્યાસ વેદ સુજાણ, શ્રોતા યોગ્ય શુક પ્રમાણ;
જામ્યું સુધારકનું જોર, નાઠા દ્વેષ કલેશ નઠોર.
વાળ્યા અસલ કુળનાં વેર, પાણી પય તણી છે પેર;
કરવા નિંદ્ય કર્મો ત્યાજ, શોભે સભ્ય **પક્ષી સમાજ.**

કાકાકૌઆ–

## કારજ વરા.

( મનહર. )

કર જોડી બોલ્યો કાકાકૌઆ સુણો સ્નેહે વાત,
કારજનો ચાલ કાર આપણો ઘટાડે છે;
કરજ કરીને મરે ગરીબ ગજા વિનાના,
દાટ વાળી દામનો સુ-હામને હઠાવે છે;
સંતતિ બળે છે બધી બારમાની શોચનામાં,
માઝા માન જ્ઞાન ગુણ મોદીકો મટાડે છે;
ઉત્સવ અમંગળ પ્રસંગમાં રચીને આમ,
માટડાને સ્વાદ બની આંધળા ચટાડે છે.

ક્ષણિક કીર્તીને માટે હિત હણે હાથ થકી,
હૈયા તણું હીર હૈયાકુટયા બની હારે છે;
સંસારનાં સુખ હરીફાઈમાં હરાજ કરે,
તાળાં મારે તાકી શ્રી સરસ્વતીને દ્વારે છે;
સ્યાણા અણજાણ્યા બને પંડિત બને છે પશુ,
અવસરે અક્કલ ગુમાવી જખ મારે છે;

ક્ષારની ભુમીમાં ખેતી કરી ખશીયાણા પડે,
વિચાર્યા વિનાનો વીમો વિદ્વાનો ઉતારે છે.

કૈંક ઘેલછામાં ઘર વેચીને ગૃહસ્થ બને,
જણુસો વેચીને કૈંક ખાંતે જશ ખાટે છે;
કૈંક ભરે વ્યાજના વન્હીમાં બાળ બાયડીને,
દમ રાખી દીનતાને છાની છાની દાટે છે;
ચંદરવો બાંધે ચીર કાઢીને સ્વઅંગ તણું,
જીંદગી ઝુરે છે બધી બાઝીને ઉવાટે છે.

મોટાઇને માટે માર ખાય છે મમતે ચઢી,
વખાણ સુણીને જુઠાં હૃદયમાં રાચે છે;
કરે સરસાઈ ભાઇ પિત્રાઇ ને પાડોશીથી,
મોરના વિવાદે ઢેલ પીછાં વિના નાચે છે;
કે'વા જાય કોક કે પટારાનો વિચાર કરો,
કે' છે એને કોણ તારી પાસે આવી જાચે છે;
કુદા કેરી ફાળે ગેરવાજબી ગુમાવે દામ,
**મહાસુખ** પોતાનાં વખાણ પોતે વાંચે છે.

કુકડો—

કુકડો કહે છે વાત સાચી કાકાકૌઆ કેરી,
ઝેરી એ ઝનુન સુખ શાન્તિ સોસનારી છે;
નવરા કરવા ચાલ વરાનો વિસ્તાર્યો ભાઈ,
અસ્તને પ્રવેશવાની પ્રથમ એ બારી છે;
ઉદય ચહો તો વસ્તુ વાપરો વિવેક કરી,
વસાવો સુવાણી રાણી પ્રાણ પોષનારી છે;
જોડા વાળો કંટકમાં જાય તેને જાવા દેવો,
દેખાદેખી ચાલ જીવ, જીવનની ખ્વારી છે.

કુલણજી કુલે ચિંતા ચુલાની કરીને દુર,
અવસર ઉલ્યેથી ઉફાદી આડે આવે છે;
હાથનાં કરેલાં વાગે હૈયામાં વિમાસે હાય,
અભિમાન આપનો એ આપને પછાડે છે;
માનુની મધ્યાન્હ સુધી ઘરમાં વગાડે ઘંટ,
શીરાવ્યાને માટે શીશુ બાપડાં બરાડે છે;

તજો તેવો તુચ્છ ચાલ, વિચારીને વ્હાલ વ્હાલા,
દાખલા અનંત દુઃખ, દ્રષ્ટિએ દેખાડે છે.

( સોરઠો. )

સુણી ભાષણ તત્કાળ, ઉડ્યો કાગડો કળકળી,
તુટે પુન્યની પાળ, ફિર વિચાર કરી જુઓ.

કવિ—

( ઉપોર. )

બોલ્યો વચન **વાયસ** વીર, શી મરનારની તકસીર;
જીવન જીવતાનું થાય, હિત મરનાર કેરૂં હણાય.
આખી ઉમર રળીને હાય, પ્રાણી સંગ શું લઈ જાય;
તેને પામવાનો પંથ, તે છેદાય કેમ ગુણવંત.
બેશક વરા થાય ન બંધ, ઉલટો ધર્મથી એ ધંધ;
કરવી નાત એ છે ન્યાય, મુક્તિ મૃત જીવની થાય.
સારાં વસ્ત્ર ને શૃંગાર, પહેરે સ્ત્રીઓ કોણે હાર;
સાર્થક અર્થનું સાક્ષાત, રાજી ઘેર ગંગા નાત.
જેની કોઠીમાં નહી જાર, એકજ ભીખનો આધાર;
તેનું જીવન ભોજનવાર, ચાલે ગરીબનાં ઘરબાર.
પામે જીવ ઘણા સંતોષ, ભૂચર ખેચરો નિર્દોષ;
એથી સંપ વૃદ્ધિ થાય, અંકુશ નાતનો સુખદાય.
નીતી નાતથી સચવાય, જોતાં ગરીબ ગૃહસ્થ જણાય;
સ્નેહી સગાં મહાજન મિત્ર, મેળો મળે પરમ પવિત્ર.
એવા અમુલ્ય સુખનું સ્થાન, તાકે બંધ એ અજ્ઞાન,
જેના ભાગ્યનો નહી પાર, તેને દ્વાર ભોજનવાર.
**સમળી** કહે અસલનો ચાલ, તુટે કેમ એ તત્કાળ.
**કાબર** કહે વિમળ વ્યવહાર, ભાગે ભાંગવાથી ભાર.
**હોલો** કે' હજારો હાણ, **દેવ્યા** કે ડુબે છે વ્હાણ.
**ચકલો** કે' મુકો ચીકાશ, એ દરખાસ્ત થાય ન પાસ.

ચાસ—

( ઝુલણા. )

ચુંક એ ચાટણાની કહે ચાસ છે, ધર્મની વાત નવ હુંજ ધારૂં,
ખાવું ખવરાવવું એહ વ્યવહાર છે, ક્યાં રહ્યું પુન્ય ત્યાં પેસી વારૂં;

લાભ મરનારને લેશ ના એ થકી, જીવતાં જન કરે લાજ સારૂ,
લાજની લાલચે તાજ તન સુખ થયાં, આજ મધુરૂં થયું નીર ખારૂં.

કોઈ મરનારના હિતને ના ચહે, બાપના કુપમાં જાય બુડી,
કોઇ માને નહિ કથન બુદ્ધિ તણું, દાટ વાળે બધો દુષ્ટ રૂઢી.
સર્વને ઘેર પટલાઇ પ્રમદા તણી, નર તણી નારીને હાથ મુંડી,
લાજ લુંડી લલિતા તણા બદનમાં, અભણ જાણે નહિ વાત રૂડી.

બંધ આવક થઇ ધંધ મોળા પડ્યા, જોર જાવક તણું ખુબ જામ્યું,
ભેખધારી વધ્યા, ભુમી ભારત વિષે, લેખીની લખલખે ક્યાંઈ કામું;
ભાખરી આકરી ચાકરી ચાલતાં, નવ જુઓ શક્તિની લેશ સામું,
સ્વર્ગની ભાળ કહો કોણ લાવ્યું અહીં, કોણ ટટળ્યા જવા કોણ પામ્યું.

## કવિ—

હિત મરનારનું જો ચહો બાંધવો, તો રચો ધર્મના કામ ચારૂ,
આશ્રયો દો અનાશ્રિતને આ સમે, પુન્ય જો આપને હોય પ્યારૂં;
દાન વિધા તણું દો દયા આણીને, વિમળ વિશ્રામના ઠામ વારૂ,
ધંધ ધનહીનને દો રૂડા ધનપતિ, પુન્યનું ધર્મ છે એજ બારૂં.

રોગના ભોગ જે રોગીઓ રડવડે, તેહને દઈ દવા દામ વાવો,
પરગજુ થઇ પુરા પાળી લ્યો પાંગુળો, દારૂ દેશી તણી દીલ લાવો.
ગ્રંથ ગરવા રચાવો ભલા! ગુણ ભર્યા, જ્ઞાનના દાનનો પર્મ લ્હાવો;
વાવીકા, કુપ, નિર્જળ સ્થળો જોઇ રચો, તો ખરા હિત ઇચ્છનાર કાવો.

( ઉઘોર. )

બોલ્યો કાગ કકળી અપાર, સરીતા સરોવરો સુખકાર;
સાગર જળ ભરેલા સાત, રાખી ન્યુન નહિ જગતાત.
રોગ મટાડવાની રીદ્ધ, વનમાં વનકટી વીધવીધ;
પાંગુળ જીવતાં પીડાય, તેથી સરસ સ્વર્ગે જાય.
કુદરત દે સરવને જ્ઞાન, એમાં અધિક શું છે દાન;
મોટું પુન્ય છે મિષ્ટાન્ન, નાવે અન્ય એહ સમાન.
સરિતા સુખદ વ્હેતી બંધ, કરવા ચહાય અંતર અંધ;
મોટા ચતુર નીકળ્યો પાસ, કરનો દે ઉછાળી આસ.
**સમળી** બોલી સત્યાનાશ, પામે મૃત્ય જીવનવાસ;
એ તો નાસ્તિકોનું કામ, ધનના ઢગ થયા કો હામ.

**કાબર** કહે કીડીને કણુ, હાથીને હરિ દે મણુ;
મોટાં ખર્ચનાં એ ભાગ્ય, નાગા જ્યાં કુદે ત્યાં લાગ.
જ્યારે નાત જમતી હોય, ત્યારે ચુકતા નથી કોય;
ઘટમાં ગમતી સૌને વાત, લુખી મુખ તણી પંચાત.
**ચકલો** કે' અરે રે હાય, ચીકણાં હાડકાં કયાં થાય,
કોને દ્વાર લાંઘે નાત, એ દરખાસ્ત છે અજ્ઞાત.

દોહરા.

પ્રતિકુળ બહુ પક્ષી થયા, **ગરૂડે** જાણ્યું મન;
સ્યાણપણે સમજાવીયા, તજો તેરમો દન.
પાસ ન થઇ દરખાસ્ત પણ, દુર કરી દીન ઘાત;
દિવસ તજ્યો છે તેરમો, અણી ચુકવા સાક્ષાત.

**કવિ–**

**દુર્વ્યસન.**

(મનહર.)

મદીરામાં મસ્ત બની, ગાજતો ત્યાં આવ્યો ઘુડ,
કેફની ખુમારી નીજ, ભીતરમાં ભારે છે;
મંચકને ટેકે ઉભો, ટેકમાં વિવેક કરી,
મગજ ભમાવે એવી, મુખે છાક મારે છે;
પંડિતનો પોષાક પેર્યો, છે ઠીક ઠાઠમાઠ,
સ્વજ્ઞાતિનું ભુષણ, અજાણ્યા જન ધારે છે;
ચરિત્ર વિચિત્ર પણ, પવિત્ર પ્રકાશ ખાસ,
ધીમંત બનીને, દુર્વ્યસન ધિક્કારે છે.

**ઘુડ–**

( ઝુલણા. )

આજ કળીકાળ વ્યાપ્યો અરે અવનિમાં, કાર્ય અન–આર્યનાં આર્ય માંડે,
છાંય પરદેશીની ક્લેશકારી પડી, ધર્મ દ્વીજરાજ નીજ આજ છાંડે;
દૈવના કોપથી દેવભૂમિ વિષે, દામ દારૂ હરે રોજ ગાડે,
લાડવાયા તણા, લાજ એ લક્ષમાં, પુંજીઓ પોતીકી પાર પાડે.
દૃર્જનો દેવ દેવી તણા નામથી, દેવળે પેસીને દાટ વાળે,
ધર્મના મર્મમાં ધ્યાન મધુનું ધરે, કર્મ કુડાં કરી જન્મ બાળે;

નિત્ય ચેલા મુંડે નવનવા નેહથી, થાય અંતેષ્ટિઓ મર્ણકાળે,
સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કરે છે સુધા, ભક્ત દેવી તણા એમ ભાળે.

કઈક મદિરા ગણે ઔષધી ઉમદા, રક્ત સુધરી બને લાલ કાયા,
કૈંક આનંદદાતા ગણે ઉરથી, જશ વદે જીભથી રાણીજાયા;
કૈંક પાચનક્રીયા પુષ્ટ મદિરા કરે, સાધ શરદી હરે કે'જ ડાહ્યા,
કૈંક બીજબાનીની મોજમાં વાપરે, મિત્ર મળીને કરે વૃદ્ધિ માયા.

એમ વ્યાપ્યો બધા આર્યમાં એ સુધા, બુદ્ધિ વિબુદ્ધની જાય મારી,
નાત વધવા ઈલાજો રચે વ્યસનીઓ, ગુપ્ત બાજી રમે નાશકારી;
વિર્ય,વિત હિતની નિત્ય હાની કરે, આયુ ઓછું કરે સત્વ શારી,
પ્રાણ અર્પણ કરી પાપમાં પરવરે, પુન્ય પોતા તણું સર્વ હારી.

ચીંથરેહાલ ચતુરો થયા ચુકીને, માન મુકી ઘણા ભીખ માગે,
તોય પણ તાન મદિરા તણું ના તજે, પાન હેવાનને પ્રિય લાગે;
ખાય ગોથાં ઘણાં ગંદકીમાં પડી, માર અસુમાર નીજ અંગ વાગે,
ઓળવે અંગનાં ભાન તજી ભૂષણો, તોય એ તુચ્છ નવ ટેવ ત્યાગે.

વચન બોલે મુખે જેમ ત્રીદોશીઓ, ભાર વ્યવહાર નવ કોઇ રાખે,
સઘ શત્રુ ગણે શુભ સગાં સ્નેહીઓ, જીવતાં છે મુવો ભ્રાત ભાખે;
કોય ધીરે નહિ દામ દારા ઘડી, જગત ધીક્કારની જોય આંખે,
ચાહીને ચાકરી કોઇ આપે નહિ, આપ અટવાય પછી અન્ન પાખે.

સાન લાવે નહિ સઘ શુભ શીક્ષણે, અંગ અક્કડ અને આંખ ઘેરી,
માન મદિરા તણું ધ્યાન મદિરા તણું, લાભ પાખી બને લાલ લ્હેરી;
ગર્થ ખરચી બને વ્યર્થ ગાંડા જનો, પય તજી જળ પીએ જાણી ઝેરી,
આપ વટલી વટાળે બધી જ્ઞાતને, બાળ બૈરી તણા થાય વેરી.

પીડ પરવશ કરે અર્થ કાંઇ ના સરે, નર્કનું ફળ મળે નાક જાયે,
જેહના સ્પર્શથી સ્નાન કરવું ઘટે, તે ચળેલા ચિતે ચીજ ચાહે;
ભાન તજી ભામટા ભૂપ થઇને ભમે, સજ્જન કર સ્નેહથી કો ન સ્હાયે,
બાપની આબરૂ કાજળે રોળવા, પાપ રૂપ પુત્ર પેદાજ થાયે.

માટે મિત્રો તજો મસ્તી મદીરા તણી, દુર દારૂડીઆ ક્રુર ટાળો,
ધર્મનું ધ્યાન ધરી જ્ઞાન ગરવું ગ્રહો, પુનીત વર્ણો તણા ધર્મ પાળો;
દુષ્ટ દુર્વ્યસનને દુર ફેંકી ફરો, ભાન આણી જરા આપ ભાળો;
વાપરો ઘૃત, દધિ, પય પુરા પ્રેમથી, પુષ્ટ બની પર્મ ઉદ્યોગ ઝાલો.

( રોળાવૃત )

સુણી ઉલુકના શબ્દ હંસને હાસ્યજ આવ્યું,
કરી સારસને સાન સભાનું સ્થાન ગજાવ્યું;
પણ ભીતરમાં ભર્યો, ધચરકા ગળે આવશે,
બાટલી કેરા ભક્ત ચણાને સેવ ચાવશે.
બડા બોલીને બોલ ઘટાડે તોલજ તનનો,
અસર ઉલટી થાય મેલ નવ કાપે મનનો;
ભૈરવ બોલ્યો ભાત જીન્દગી જાહેર જોવી,
ખાનગી કેરી વાત કરી નવ ઈજત ખોવી.
નગ્ન પેરણા માંહે સર્વ ઉપરથી ભભકો,
ચાલે તુતેતુત કોણ કોને દે ઠપકો;
ભૈરવ ઉભો થયો આપવા ટેકો તાજો,
આંખો લાલ ગુલાલ, પીધો પાશેરેક ગાંજો.

ભૈરવ–

( મનહર. )

ભૈરવ કહેછે વાણી સત્ય છે ઉલુક તણી,
વ્યસને વિનાશ કીધી લાયકી ને લાજ છે;
ગાંજામાં ગમાર ગુલતાન દીજ દીસે કૈંક,
કૈંક ભોગી ભાંગના ને ભાંગનો રીવાજ છે;
સેવે છે અખાડા સાધુ સંતના સવાર સાંજ,
શંકરના નામે દમ લગાવે અવાજ છે;
ભીખારીની સ્થીતી પણ ભૂપનો મિજાજ ઝાંઝ,
ચલમમાં ઠલમ ઇલમ કીધાં તાજ છે.

અક્કલના રીપુ કૈંક અફીણ આરોગી રીઝે,
કાયા સોંપી કાળીયાને પરાધીન થાય છે;
મેડી માળીયાના મ્હાલનાર છોડે ગાળીયાને,
તોયે ચઢીયાનું નિત્ય ચિત્ત માંહી ચાહે છે;
ડાયરા તકાવી ડોળા ડડળાવી દોડે દા'ડી,
વિષને પિયુષ માની પીયે અને પાય છે;
બદલે સ્વભાવ ભાવ, થાય ભાતભાત કેસ,
બંધાણી બનીને બહુ રીતથી બંધાય છે.

ઇજતને માટે કૈંક દાળડીના દાસ બને,
વૈકલોના વખાણુ સુણીને વિત્ત ખુએ છે;
ઘર ખુએ, ગોરી ખુએ, ગામ ખુએ, ગ્રાસ ખુએ,
એદી બની અફીણની વાટ એહ જુવે છે;
આકરી વેળાએ ઘસે ટાંટીઆ અફીણીભાઇ,
દાલી ટકરાઈ કરી પાછળથી રૂવે છે;
જુવાની વેચીને જરા આણે છે જરૂર કરી,
છુટે છોડતાં ન છુટકારો મુવે થાય છે.

કર સરકાર તણો કહેણુ પડે છે કહો,
રૂડાં સુખ આપી રોજ રક્ષણુ જે કરે છે;
ગણુતી વિનાનું વિત્ત ઉડાવો અલેખે આમ,
અક્કલ ને આબરૂ જે આપ તણી હરે છે;
સતકાર આપી તેને શરીર સોંપો છો સર્વ,
બારણાં ઉઘાડાં, ખાળે દાટા કામ સરે છે;
તજો તે તોફાની ટેવ માની શીખ **મહાસુખની,**
વ્યસન ભંડાર દુઃખ દારિદ્રનો ભરે છે.

**કાબર** કહે છે મારે કદી કરવી ન કેફ,
**હોલો** કહે હવે દુર્વ્યસન હરામ છે;
**કાગડો** કહે છે કદી અફીણ ન ખાવું મારે,
**ગીધ** કહે ગાંજો ભાંગ પીયે તે ગુલામ છે;
**બાજ** કહે ચીરૂટ ને ચલમ ન પીવાં મારે,
**બપૈયો** કહે છે મારે બાટલી નકામ છે;
**મોર** કહે માઝમ, આકુતી, અગરાજ મને,
પક્ષીએ ચલાવ્યું પોલ તાજુબ તમામ છે.

( સોરઠો. )

હલુક તણી દરખાસ્ત, પાસ કરી પક્ષીગણે;
ઉરમાં વધ્યો ઉલ્લાસ, સભા પ્રભા કવિ શું કથે!

બપૈયો–

બાળલગ્ન.

( મનહર. )

બપૈયો કહે છે બુરા હાલ બાળલગ્ને કીધા,
બાળકને બાળપણે નાખવી ન બેડીયો;
ભારતીના ખેતરમાં ભેળ બાળલગ્ન કરે,
આયુષ્યની ભાગી નાખી પાકો રીપુ પેઠીયો;
વિર્યહીન પ્રજા વિલાયતીની વિરૂપ બને,
ઘરમાં ગુંથાય જ્યારે જોઈએ દઢ ગેડીઓ;
વય વિના વૃદ્ધ થાય, બાળ બાળા તુટી જાય,
જાણે જીણુ બાઝયાં પાખી, કાચો આંબો વેડીયો.

( સવૈયા. )

પુરૂષ વર્ષ પચીસે નીવડે, સુંદરી ઉમ્મર આંકી સોળ,
એ પહેલાં ગૃહસ્થાશ્રમ માંડયે, ચારૂ દેશ ચડયો ચકડોળ;
પ્રજા પરમ કંગાળ નીવડી, વ્યાધીવિષ્ટિત વિધવિધ રોળ,
બાળલગ્નનો ચાલ ચાલતાં, બન્યા વેંતીયા દુર્બળ ડોળ.

વિર્ય તણા રક્ષણુ વિણુ નિપજે, કયાંથી દ્રોણુ, કરણુ, ભડ ભીમ,
કાલી કુંવરી કયાંથી આપે, ભિષ્મ, ભરત, અરજુન અપ્રતીમ';
વાલ્મિક, વ્યાસ, પરાશર, ફરશુ, રામ, કૃશ્ન, બલ બાહુ અસીમ,
બને છોકરાં બાપ બાપડાં, દહે છોડને ઉગતાં હીમ.

બાળલગ્નના બુરા ચાલે, થયા હિન્દુઓ હાલહવાલ,
પાપકર્મથી પાંખો તુટી, દશ દિશ વ્યાપી દુઃખની જ્વાળ;
શરીર સંપતિ શૌર્ય બુદ્ધિબળ, હામ દામ પેઠાં પાતાળ,
નામ તણા નર, માદા કેવળ, વડિલ તણી કીર્તીના કાળ.

કોયલ–

(મનહર.)

કોકીલા કહે છે કુડાં, કજોડાં જોડાય એથી,
કલેશ ને કંકાસ ત્રાસ, કુમળાંને થાય છે;
ભુખ વિના ભોજન, ભટોળીયાને આપવાથી,
થાય છે અજીર્ણુ જોતાં, જઠર બુઝાય છે;

મળે ન સ્વભાવ ભાવ, લાલચ વિનાનો લ્હાવ,
પ્રેમ પાખી પતિ, પત્ની પરાણે બંધાય છે;
ભારત વિવા'નું કામ, નજીવું ગણીને આમ,
ઉતારે છે વેઠ વ્હાલાં, બાળ અટવાય છે.

**ગર્દ્દભ ( વિરૂધમાં. )-**

(સવૈયા.)

ગર્દ્ધભ કહે એ ગાંઠે બાંધો, નથી અમારે કરવો નાચ,
વંખેરી કોઈ પીછાં નાખશે, હું સત્યવાદી કહું છું સાચ;
સોળે સ્વર્ગ પધારે તેનો, શું કાઢવો છે સઘળો વંશ,
પુત્ર હોય તો પિંડજ પામે, અસર ન લાગે અમને અંશ.

વરે પારણે પુત્ર જેહના, દારા ઉપર આવે દાસ,
રમે રમાડે જમે જમાડે, ઘરના વેવાઈ થાય ગુલામ;
રોક રૂપૈયે તજે રૂષણાં, ખરા કુલિન છે તેનું નામ,
મળશે નહિ તે મોટાં કરશે, કહો કાયદાનું શું કામ.

**કુકડો** કે' સૌ કચકચ મુકો, **હોલો** કહે હોહા થઈ હાય,
**કાબર** કહે એ કુર કાયદો, નહિ મંજુર કદાપિ થાય;
**કળકળીયો** કહે કળકળ મુકો, અમુલ્ય વખત સૌનો રોકાય,
**ચકલો** કહે કાગળમાં ચિતરો, એમાં શુંજ અમારૂં જાય.

(દોહરો.)

કહે **ગરૂડ** શીદને ધરો, ઉર મિથ્યા અભિમાન;
કાળ કરે છે કામ તે, નથી તમોને ભાન.

**હોલો-**

**કન્યાવિક્રય.**

(મનહર.)

કપોત કહે છે કન્યાવિક્રયનો કુડો ત્રાસ,
રૂધીરના દામ કૈક સદનમાં ઘાલે છે;
દુહિતાના હિતપર દૈત બાપ મારે ત્રાપ,
જમાઈને લુંટી જમ મંદિરમાં મ્હાલે છે;
બેટી અને ગાય જહાં દોરે તહાં જાય પણ,
શ્રાપ આખી ઉમર માબાપનેજ આલે છે;
નીર તો નવાણે જાય, ધન તો ઠેકાણે થાય,
કરમાં રે' લ્હાળા કાળા, તોય રોળ વાળે છે.

પારેવો—

પારેવો કહે છે વાત, વડી વિપરીત ભાઈ;
કન્યાઓને વેચવી, એ કસાઈનું કામ છે;
શાસ્ત્રમાં તો પાણી પણ, પીવાની મનાઈ કીધી,
નજરેનજર જર હોય, એ હરામ છે;
ધનનું ધરીને ધ્યાન, દાંભિકો દેખાડે દાન,
ફુલવાનાં લક્ષણ એ, લોભનાં તમામ છે;
કાળા હાથ કાળું મુખ, કાજળના કાળજાથી,
કલ્યાણ ચહીને રે'વું, કોરે સુખ ધામ છે.

બાજ ( વિરૂધમાં. )

બાજ બોલ્યો કુડો કન્યાવિક્રયનો ચાલ પણ,
ઝાઝા આવે જાનૈયા શું તેહને જમાડીએ?
પુરતમાં પાઘડી પીતાંબર પટોળાં કેરાં,
દામની ન હામ કામ કહાં થકી કાઢીએ?
ગામને જમાડવાની ગોઠવણ ઘરમાં નહી,
મુકે નાત બા'ર તેની મોકાણ શી માંડીએ?
સગાંને સંતોષવાનું દાપાદાર પોષવાનું;
પુત્ર પરણાવ્યાની શી નજર પોંચ્યાડીએ?

ઉલુક—

ઉલુક કહે છે બધા ધનનાં બિંગાણા ભાઈ,
વડી વડી વાતો એ તો ચાલતીના ચાળા છે:
પ્રસુતાની પીડા તો પ્રસુતા જાણે અંતરમાં,
નકરા ને બકરાના અફળ ઉછાળા છે;
ગરીબોના ઘરનું વગોણું ઘેરઘેર થાય,
છોટાથી તો મોટા કેરા ગુપત ગોટાળા છે;
દીકરા ને દીકરીના દામ ઉપજાવે વળી,
કરે પતરાજી જાણે ગૃહસ્થ નિરાળા છે.

( દોહરો. )

અધર ઉડી દરખાસ્ત એ, થયો ઠરાવ ન પાસ;
હોલો કબુતર હારીયાં ઉલુક કરે ઉપહાસ.

## સારસ-

### એકપતિનવૃત્ત.

( ઝુલણા. )

સ્નેહથી ત્યાં વધો સુજ્ઞ સારસ પછી, સ્નેહીઓ સાંભળો વાત મારી,
નારીને એક સંસારમાં નાથ છે, નાથને એક છે તેમ નારી;
મર્દ મેરી બની અંગ આખું બને, ધર્મ અર્ધાંગના એક ધારી,
વર્તવું ન્યાયથી સાર સંસારમાં, પ્રેમદાને ગણી પ્રાણપ્યારી.

પાણી ગ્રહવા પ્રસંગે પ્રતિજ્ઞા કરી, પ્રેમથી પાળવી ધર્મ એ છે,
જીવન જે ઉભયનાં જડી લીધાં લગ્નથી, છેહ દેવા નહિ કર્મ તે છે;
શુદ્ધ બુદ્ધી ધરી સુખ સુખે માનવું, શાસ્ત્ર સિદ્ધાંત તો પર્મ તે છે,
મન તણે કાયદે વ્હાલનાં પ્રેમનો, સદ્ય ત્રુટે પ્રવા' મર્મ એ છે.

પ્રેમ જ્યાં હોય પતિ પત્નિમાં પુર્ણ ત્યાં, પાપ સંતાપ ને તાપ ના'વે;
દુઃખ ને ભુખ તો દુર ભાગે સદા, શત્રુના ફંદ નવ લેશ ફાવે;
અન્ય સંતોષ સુનિતી રહી સદનમાં, સુખ સંસારનાં સર્વ લાવે,
સંપતિ, સંતતી, સદગતી, સુમતી, દંપતિ પ્રેમીલાં સર્વ પાવે.

શુદ્ધ જ્યાં પ્રેમ ત્યાં બુદ્ધિ ને બળ વધે, રોજ અમ્રત ઝરે ચાર આંખે,
કમળની વાસ લે ભોગી ભમરા ભલા, સ્વાદ ગેંગો કહો કેમ ચાખે ?
પ્રેમને હાથ બાજી બધા વિશ્વની, છળ દગાખોર છળ ચોર ખાંખે,
પ્રેમ જીવન બધા પ્રાણીનું ધર્મ છે, શૈલ વન જીવ જડ પ્રેમ પાખે.

ધર્મ સદ્ કર્મ સૌ પ્રેમ આધીન છે, રંગ ઉમંગ તે પ્રેમ રાખે,
પ્રેમ ત્યાં પુન્ય હરિ ધુન્ય જ્યાં પ્રેમ છે, સ્વર્ગ અપવર્ગ તે પ્રેમ ઝાંખે;
પ્રેમ પરીપૂર્ણ છે કષ્ટનું ચૂર્ણ છે, ગુણી જનો પ્રેમનાં ગાન ભાખે,
પ્રેમ દૈવત વડું દેહમાં એક છે, પ્રેમ પરમાર્થને સ્વાર્થ દાખે.

પ્રેમ તુટે નહિ, પ્રેમ ખુટે નહિ, તસ્કરો ના શકે પ્રેમ ચોરી,
પ્રેમ સંધાય ના, પ્રેમ બંધાય ના, ધર્મ છે પ્રેમની એક દોરી;
રંગ નહિ, અંગ નહિ, સંગ અસંગ નહિ, દુઃખ નહિ ફળ નહી વાસ ફોરી;
અધર આકાશ અવનિ વિના ઉછરે, ના મળે વૃક્ષ કે વાડ થોરી.

પ્રેમ માગ્યો મહિ તળ વિષે નવ મળે, ના મળે રત્નના હાર સાટે,
પ્રેમ વેચાય ના ચોક ચૌટા વિષે, ના મળે શોધતાં સદ્ય હાટે;
શોધતાં પ્રેમ તે ના જડે સાગરે, ના જડે ગિરિ ગુફા ગંગ-ધારે,
પ્રેમીના હૃદયમાં પ્રેમ રમીને રહ્યો, પ્રેમીને તે જડે પ્રેમ વાટે.

પ્રેમમાં ભાગ નવ લઈ શકે ભાગીઓ, પ્રેમનું દાણુ નવ લેજ દાણી,
પ્રેમને શસ્ત્ર કે અસ્ત્ર ભેદે નહિ, પ્રેમ પીલાય ના હોય ઘાણી;
પ્રેમ પ્રજળે નહિ પ્રકટ પાવક થકી, પ્રેમ પલળે નહિ હોય પાણી,
પ્રેમ જ્યાં હોય ત્યાં નિયમ પણ નવ ટકે, પ્રેમને ના શકે પો'ચી વાણી.

સખત સંસારના શકટનું ધુંસરૂં, ધોરી પત્નિ પતી રોજ તાણે,
પ્રેમના બળ થકી સહેલ સત્વર પડે, ધાંચ આવે નહિ ખાટ ખાણે;
સાથ સર્વેશ રહે પ્રેમીના પક્ષમાં, જડ જનો જુક્તિ એ કેમ જાણે ?
એક મુખી ચહે ચિત્તમાં અન્યને, જાય નીંધીમાં ચઢી વ્હાણ કાણે.

કૈંક અજ્ઞાન નરનારીઓ બહુ વરે, કલેશ કંકાસનાં બીજ રોપે,
થાય વૃદ્ધિ વ્યભિચાર ને ખારની, વર્ણસંકર પ્રજા લાજ લોપે;
સંપતિ પાંખ કરી સદનથી પરવરે, અંધ અનીતી થકી ઈશ કોપે,
માટે મિત્રો કરો નિયમ નિતીનો તમે, ન્યાયની નજરથી કીર્તી ઓપે.

નાથના ધર્મ તે નાથ ધારે નહિ, નારીના ધર્મ પછી નારી છોડે,
ભૂત વળગ્યું ભણે ભીતરે બે જણાં, જીવ જુદા અને દેહ જોડે;
જેમ આજારી આરોગી લે ઔષધી, પુષ્પની સેજમાં આપ પોઢે,
વેઠ સમજી વહે વિશ્વના વહનમાં, દાવ તાકી બીજાં એક દોડે.

ભેખ ભજવે વિના ભાવ ભવસાગરે, નાવ કાગળ તણે સિંધુ ડોળે,
લ્હાવ નરનારી નવ લઇ શકે લેશ પણ, બંધ ને બારીઓ બેઉ ખોળે;
અંધના ધંધ આંખો છતાં આચરે બંધમાં બૈરીઓ મર્દ બોલે,
એક ચાહન વરે ગુપ્ત બીજું ફરે, થાય સંસાર સુખ શ્વાન તોલે.

(શિખરિણી.)

ચુકી કાંતા ચાલે, ચપળ ચિત પ્રિતી વણ ચળે,
ઉડે છે ઉછાળે, છટકી કંઇ છોડી ઘર પળે;
ફજેતી જ્ઞાતીની, વિમળ વટ વાળા જન બળે,
બળાત્કારે ખાળ્યાં, પવન મન પાણી નવ ખળે.

રૂએ છાતી ફાટે, જનમ મન મારી રદ કરે,
દળી, ખાંડી, કાંતી, ઉદર દુઃખ વેઠી નિજ ભરે;
પળે પીયેરે ત્યાં, વિરવધુ વિશેષે વિષ ધરે,
ઠરે ના કો ઠામે, નફટ નર મોટા થઇ ફરે.

(મનહર.)

લક્ષ્મીના લાલ કરે લાલન લલિતા તણું,
પલીત તે પ્રમદાની પાપણો પલાળે છે;
આનંદે ફરે છે અબળાઓ જેના આલયમાં,
સદાએ દીવાળી તેના વિભુ દીન વાળે છે;
જેના સદનમાં, સતકાર પામે સુંદરીઓ,
માટી તે મુછાળા છે પ્રમાણ કોલ પાળે છે;
તરૂણીને તુચ્છ ગણી, જુલમ ગુજારે તેના,
સદનમાં હોળી હોળી હોળીઓ નિહાળે છે.

(ઝુલણા.)

ખાખ છે ખાનદાની બધી તેહની, જુગતિ જેની નહિ જાર પામે,
રાખે છે શાખ દશ બાર વીશ લાખની, ઠીક ઠરી ના રહે નારી સામે;
ધીક અધિકાર દરબાર ને ડેલીયે, ધીકતી જ્યાં રહે પત્ની ધામે,
લાજ ને લાયકી રદ બધી તેહની, વ્યર્થ વામાગીને જેહ ડામે.

( દોહરો )

જેના ઘરમાં સુંદરી, સદા ધરે સંતોષ;
કેવળ તે નર કુલિન છે, કિમતીના મહુામુખ કોષ.

(મનહર.)

એકપત્નિવૃત્ત પાળી રાજા રામચંદ્ર રહ્યા,
પ્રગટ પ્રભાવ તેનો પૃથ્વીમાં પુજાય છે;
એકપત્નિવૃત્ત પાળી નૈષધનો નૃપ રહ્યો,
ગિતા તેના ગુણની અદ્યાપીએ ગવાય છે;
એકપત્નિવૃત્ત પાળી હેતે હરિશ્ચંદ્ર રહ્યો,
અમર એ દંપતિ આ અવનીની માંહે છે;
અધિક નારીથી દશા જુઓ દશરથ કેરી,
કલહ શ્રી કૃષ્ણના કુટુંબમાં કથાય છે.

( વસંતતિલકા.)

સેવે શ્મશાન શ્રી શંકર સદ્ય ત્યાગી,
ભિષ્માવની નૃપ વદ્યો અતિ હું અભાગી;
સામે ઠરી નવ શક્યા શશી સૂર્ય જેવા,
માટે તજો તુચ્છ તમે કુરીવાજ એવા.

ગીધ (વિરૂધમાં)–

(ઝુલણા.)

ગીધ બોલ્યો કરી ગર્જના તે પળે, વાત ખોટી બધી બાધ વાળી,
જો મળે તો વરો નારીયો નવ તમે, ખચિત કો ના શકે એમ ખાળી;
કુલિનના ઘર તણું નારિ નિશાન છે, ઘર પુછી ગોરીઓ જાય ચાલી,
ના મળે જેહને તેહનો દ્વેષ આ, કૂળહિણા કરે આંખ કાળી.

પાંચ વાળો પુરો પટેલ પંચાતીઓ, સાત વાળો શુરો શેઠ આદિ,
દાઠ ઠકરાણીઓ બાર ઠાકોરનો, ગોરીઓ અગણ એ રાજગાદી;
ભાગ્યશાળી વરે નારીઓ નિત નવી, મંદભાગી તણી વાત માંદી,
પાસ દરખાસ્ત નવ થાય સારસ તણી, ધ્રુમતો ત્યાં વધો ગીધવાદી.

(ઇન્દ્રવિજય.)

શોર બકોર થયો જબરો, કકળી ચકલા, બગ બાજ ઉઠ્યા છે;
ખંડન બંડ પ્રચંડ થયું; પર વૃંદ વિરૂદ્ધ અશુદ્ધ ઉઠ્યા છે;
પાસ નપાસ ન ખાસ કહી, અતિ અજ્ઞ જને નિજ પેટ કુટ્યાં છે;
વાદ વિવાદ મતો ગણતાં, ગીધરાજ તણા ખરી રીત ખુટ્યા છે.

(સવૈયા.)

બહુમતે દરખાસ્ત પાસ થઇ, ગીધ હલાવી થાકયો હાથ,
એકપત્નિવ્રત પક્ષી પાળે, સંતોષ્યો સારસનો સાથ;
કાગ **કાયદો** કહે કાગળીએ, ગપ્પાંની આ સઘળી ગાથ,
**બગલો** કહે સમજાશે સંધું, રીંગણાં એ પોથીનાં ભાત.

હંસ—

## વિદેશગમન પ્રતિબંધ.

(વસંતતિલકા)

શાણો સુહંસ ઉચર્યો અતિ શુદ્ધ વાણી,
બંધી નડે બહુ રીતે પરભૂ જવાની;
ખુણે પડી રહી ખમે, દ્વીજ વૃંદ હાની,
કાળે વિચાર કરવો શુભ એ નિશાની.

જ્યારે હતો જગતમાં, જળપંથ કલેશી,
સાજો અપૂર્ણ બહુધા દમતા વિદેશી;

ત્યારે મનાઈ જનને હતી લાભકારી,
આજે અભે[1] પથ થયા, બધી સોઈ સારી.

હાવે ઘટે ન હદમાં, રહી હીત ખોવું,
જાવું જહાં સુખ વસે નિર ના વગોવું;
પૃથ્વી પ્રમાણુ કુપમાં, ઢક જીવ જાણે,
ભોગો વિવિધ ભૂમિના, કયમ એહ માણે.

લક્ષ્મિ વિદેશ વસી છે વિર તે વિચારો,
વિદ્યા કળા બળ ક્રિયા, હુન્નરો હજારો,
વ્યાપાર વાણુ વિધિ તે, નિધિ પાર થાશે,
મિથ્યા ધરી હઠ તમે, હિત સર્વ હારો.

પૂર્વે પ્રતાપ અટકે, અટકયો ન જ્ઞાની,
રામે ન કે'વત ગણી, દિલમાં દીવાની;
જાવે જતા જન બહુ વણિકો વિવેકી,
ઝેરી બની શિદ ધરો, ઉરમાં અનેકી.

ઉદ્યોગ યોગ ઉદયે, પ્રતિકૂળ બંધુ,
શાસ્ત્રાર્થ સ્વાર્થ તજીને સુખ જાય સંધુ;
હેરાન શ્વાન સુખમાં હદ કેદી હિંદુ,
દ્વેષે અદેખાઇ કરી, સુખનું ન બિંદુ.

હોંશે હિરા જન જવા, ઉર હામ ધાલે,
બેડી નિહાળી બહુધા, અચકે અચાલે;
આડો કુઅજ્ઞાન, સુખ સુર્ય ખાલે,
પેસી પ્રકાશ ન શકે, સમજો સકાળે.

લાવે વિદેશ વહિ જે, શુભ ધંધ સાજા,
ભાવે ભરે ભણી ગણી, સુખ સાજ તાજા;
તેને વધાવી વીર લ્યો, જન અન્ય દેખે,
વ્હેમે વટાળ વલખાં, ન ભરો અલેખે.

પ્રેમે પ્રવાસ કરવા પ્રિય રે! પધારો,
શોધો નવી નવી કરી હુનરો વધારો;

---

૧ અભય.

તારો સ્વદેશ તનથી, ક્રુબતો તમારો,
દારિદ્ર દૂર કરવા, ન કરો ઉધારો.

રત્ને ભરેલ નિધિને, વિધિથી વિલોકો,
રિદ્ધી જતી રસ હરી, ધરી હામ રોકો;
નેહે નવી નવી ભૂમિ, નજરે નિહાળો,
વિદ્યા કળા ગુણ ગ્રહી, દીનતા પ્રજાળો.

ઉદ્યોગ ભોગ વિભવો, ભૂમિ ભેદ ભાષા,
રાજા પ્રજા બળ ફળો, ફુલના તમાસા;
કેવી રીતે જન કરે કરથી કમાઈ,
શેમાં સ્વદેશ ઉનતિ રહી છે સમાઇ?

વેગે વિદેશ વિચરી, નર તે નિહાળો,
ખુણે ખમી દુઃખ વૃથા, શિદ આયુ ગાળો;
ઝાંખો મતિ રતિ ગતી રમ્ય રાજનીતી,
મોટાઇ માન મહિમા, નિજદેશપ્રીતી.

શોભા સભાસદ સભા, સુખ સંપ શાંતિ,
આયુ અમી રસ કસો, નર નારી કાંતિ;
વિદ્યા વિવેક વસુની, વશીકર્ણ યુક્તિ,
યંત્રો અનંત ઉમદા પ્રભુભાવ–ભક્તિ;

શાણા સખાવતી જનો, ગુણ જ્ઞાનગ્રાહી,
દેશાભિમાની દીલના, ચિત હેતુ ચાહી;
ચિત્રો ચરિત્ર સુખદા પુરૂષાર્થવાદી,
કેવે પ્રકાર પ્રભુની મળી છે પ્રસાદી?

પેખો ક્રિયા કૃષિ તણી, મૂળ જે તમારી,
ધર્મો સુકર્મ ધિરતા, શૂર સત્ય ધારી;
પક્ષી પશુ નગ નદી, વન વાટિકાઓ,
શાળા વિશાળ ગુરૂઓ, નટ નાટિકાઓ.

( મનહર. )

જોવાનું ઘણું છે અને જાણવાનો પાર નથી,
શિક્ષણના સમુહ તો સાગરની પાર છે;

ઉદય ચહો તો આડ તોડો એ અનાડી આજ,
તાલીમ લેવાને દોડો, યુરોપ તૈયાર છે;
સદનમાં પેસી કલેશી, રૂઢીઓના ચર્ણ પુજ્યે,
દારિદ્ર ન જાય દુર જાવકના માર છે;
ભાગ્યના આધારે આવે, આવક અસંભવ એ,
વિદેશે વહીને સુખ શોધવું શ્રીકાર છે.

(શાર્દુ વિક્રીડિત)

ચાલાકી ચીનની જુએ ચિત ચહી, જાપાન ઝાંખો જરા;
પેખો ખંડ યુરોપની ખરી ખુબી, શૃંગાર વાળી ધરા;
ફાવ્યા ફ્રાન્સ સુજર્મની, અફ્રાય એમેરિકા,
દેખો દેવ ભૂમિ પછી ભરતની, દેદાર કેવા ફિકા?

જેની જોડ ન જગતમાં હતી ભુમી, ખાની રૂડાં રત્નની,
દેખી દેવજ લોભતા દિન નિશ, આદિ કળા યત્નની;
વિદ્યા સંપ નિધી સુતા સ્થળ સ્થળે, વ્યાપિ વસ્યાં'તાં હસી,
નાઠું નુર સમસ્ત એ નવ જડે, ઝાહોજલાલી કશી.

શોધો કારણુ સ્નેહીઓ સઉ મળી, જાગો સમો જાય છે,
ત્યાગો આળસ અંગથી, રિધ બધી, બીજા લુંટી ખાય છે;
ઝાલો જૈ જળ મારગે જર જતો, દેશી ચીજો વાપરો,
શોધો આવક નવનવી નિત પ્રતિ માતા સ્વદેશી કરો.

પામી જે સર્વોપરી પદ પ્રજા, ઈંગ્લન્ડની આજ છે,
દીપે જે દુનિયા વિષે દ્રઢ રહી, તેનાં જુઓ કાજ છે;
તેવો સંપ વસાવીને સુખ ભરો, ઉદ્યોગ એવા કરો,
રાંડ્યાનો તજી દો ખુણો નરવરો પ્રેમે પ્રવાસે ફરો.

( વસંતતિલકા. )

ખુણે પડી નવ ખમે કદિ જે ખુવારી,
બેસે નહિ બળદિયા, બની હામ હારી;
જુઠા મચાવી ઝઘડા નિતી ના વિસારે,
માણે સુખો મન ગમ્યાં, નર નારી ત્યારે.

( ઉધોર. )

ઝાંખો જગતમાં અંગ્રેજ, કેવું તગતગાવે તેજ;
પામ્યા વિવિધ રસ ને રંગ, મ્હાલે ઉદય ગિરી ને શૃંગ.

ધન્ય ધીમંતની એ હામ, ધન્ય શ્રીમંતનાં એ કામ;
વિદ્યા ધન્ય ધન્ય વિદ્વાન્, મહિબળમાં વધાર્યું માન.
તોડ્યા પર્વતો ને પા'ડ, જોયાં જંગલો ને ઝાડ;
ડોળ્યાં સાગરોનાં નીર, સોંપ્યાં દેશ હીત શરીર.
કીધાં સહન તડકો ટાઢ, વીંધ્યાં ગિરિ ગુફાઓ ગાઢ;
ખાધો મૂર્ખ જનોનો માર, વેઠયાં ક્ષુધા તરસ અપાર.
ભટકયા દેશ ને પરદેશ, ભજવ્યો જે લીધો તે વેશ;
કાયર થઇ ન મુકયું કામ, હાર્યા નહિ હઠાડી હામ.
ન કર્યાં યાદ મા ને બાપ, ન ધર્યો પુત્રનો પરિતાપ;
ત્યારે ઉન્નતિ થઇ આજ, લાખેણી કમાયા લાજ.
ઉજ્વળ યશ વિમળ વ્યવહાર, પામ્યા છે પદારથ ચાર;
લક્ષ્મી ત્યાં વરી કરી લ્હેર, બુદ્ધિ સંપની પણ મ્હેર.
હાજર અગ્નિ જોડે હાથ, સ્વાધીન પવન જળ દિન રાત;
કલ્પ્યાં કરે વિજળી કામ, ધ્રુજે ઇંદ્ર સુણીને નામ.
સાહ્યક શારદા હમેશ, ન મળે સ્વપ્નમાં પણ કલેશ;
ન મળે દુઃખ ડર ને દ્વેષ, પેઠો પક્ષમાં પરમેશ.
કયાં છે ઈંડિયા[1], ઇંગ્લાંડ, કયાં છે અમેરિકા પોલાંડ;
કયાં જાપાન, જર્મની, ચીન, પ્હોંચ્યા પ્રગટ લોક પ્રવીણ.
રૂશીઆ તર્ક ને ઇરાન, વાસ્યા બેટ વન વેરાન;
ફરતા ફ્રાન્સના વિદ્વાન, પાછળ એક હિંદુસ્તાન.
અટકે અટકવું કહી ઉર, ડહાપણ સર્વ કીધું દૂર;
ખોયાં માન માઝા જ્ઞાન, ખોયાં સંપ શૌર્ય નિદાન.
ખોયાં હામ, હીર ને દામ, ખોયાં ધાન્ય ધન ને ધામ;
ખોયું તદન નૌકાજ્ઞાન, ઉપજ્યા અકડ અકડખાન.
ખોયાં ગણિત, ચિત્ર, સુધાટ, ખોયાં ખનિજ પોઢયા ખાટ;
નહિ ભૂગર્ભ વિદ્યા ભાન, એકજ ઉદર ભરવા તાન.
પામી વૈદ્ય વિદ્યા નાશ, નહિ ભૂગોળનો અભ્યાસ;
ખોળી શકે કો ન ખગોળ, રખડે સદનમાં અંરોળ.
મોટા મન કરે સંકલ્પ, યાંત્રિક કળા ન મળે અલ્પ;
ચડીયો કર કરામત કાટ, બોલે પીંજરે શુક પાઠ.

---

૧ હિંદુસ્તાન.

ચાકરી સર્વે લેવા ચ્હાય, ભણીને ભાર રૂપે થાય;
સમજે અર્થશાસ્ત્ર ન લેશ, બાઝે કરી પરસ્પર દ્વેષ.
ખોયાં અસ્ત્ર શસ્ત્ર સુમંત્ર, રોળ્યાં રાજ્ય રિદ્ધી તંત્ર;
ખોયો વેદ ધર્મ અગાધ, ન શક્યા સ્વાર્થ કરીને સાધ્ય.
પ્રીછયો નહિ પરઉપકાર, ચલાવ્યો વ્હેમનું વ્યવહાર;
ભૂલ્યા ન્યાય, સુનીતિ, નેક, ભૂલ્યા તર્ક તિક્ષણ ટેક.
ભૂલ્યા અસલ આપ સ્વરૂપ, ડુબ્યા બાપ કેરે કુપ;
લાવો ભાન સઘળા ભ્રાત, ઘુમશો નહિ બની અજ્ઞાત.
દેખો અવરનાં દ્રષ્ટાંત, ભાગો વટલવાની ભ્રાંત;
ટાળો સર્વ જૂઠા વ્હેમ, અંતરમાં રહીને ક્ષેમ.
આપો, લ્યો પરસ્પર સ્હાય, ઉરના એ ત્યજી અન્યાય;
ખાંતે જે વિદેશે જાય, ચિતમાં હીત સઉનું ચ્હાય.
તેને દો મદદ આ વાર, બીજા બહુ બને તૈયાર:
આપો સ્નેહથી સત્કાર, ધારો અર્થની દરકાર.
સુધરે એમ સઘળી નાત, પેરેપેર થાય પ્રભાત;
સુખનો એમ ઉગે સૂર, **મહાસુખરામ** રીઝે ઉર.

## ચાસ—

( મનહર. )

ચાસ દેદો આપી કહે પાસ દરખાસ્ત કરો,
અંતરે વિચારો વીરા ઉદયની બારી છે;
પ્રવાસ કરે તે પુરો પંડિત પ્રવિણ બને,
સમય વિચારી જાણે સજ્જનતા ધારી છે;
અનુભવે અક્કલ ને, યુક્તિઓ અનંત લાવે,
હામ દામ ઠામ ને હજાર હથીઆરી છે;
પુરૂષનું પીયર તે પેઢી પુરૂષાર્થની એ
માનવીને મુસાફરી મોટી લાભકારી છે;
પલંગે પોઢે છે તેની દ્રષ્ટિ ગજ દોઢ પોચે,
ઝાડે ચડનાર કોશ ભુમી પોતે ભાળે છે;
મ્હાડે ચડનાર કોશ પેખે પાંચ સાત પણ,
વ્હાણે ચઢનાર આખી અવનિ નિહાળે છે;

સદનમાં બોલે તેનો કો ન સતકાર કરે,
સભામાં ઉચારે તેને સાબાશી સૌ આપે છે;
દરિયો કે દરબાર દરિદ્રને છેદનારા,
ઓથ ઝાલનાર, તેની ઉદયને વાગે છે.

ઘુડ (વિરૂધમાં)–

(ઉધોર.)

બોલ્યો ઉલુક અવળી વાત, એમ વટાળવી છે નાત;
ધારી બોળવો છે ધર્મ, કરીને શાસ્ત્ર નિંદિત કર્મ.
અંટકે અટકવું એ ન્યાય, માઝા મૂળ ચાલી જાય;
તજતાં પાપ પ્રૌઢાં થાય, ફડે હૃદયમાં જગરાય.
જ્યાં નહી યજ્ઞ, સંધ્યા, સ્નાન, જ્યાં નહિ અર્ક અર્ધ્ય પ્રદાન;
જ્યાં નહિ વિમળ વેદની ધુન્ય, જ્યાં નહિ બ્રહ્મ ભોજન પુન્ય.
જ્યાં નહિ અલ્પ શુભ આચાર, નહિ ઉંચ નીચ વિચાર;
જ્યાં નહિ વર્ણના વ્યવહાર, સરખા સર્વ સાગર પાર.
ભક્ષે માંસ મદિરા પાન, એકજ દ્રવ્યનું જ્યાં ધ્યાન;
એવા દેશમાં જે જાય, પાવન તે કદી નવ થાય.
જ્યાં નથી શિવનું પૂજન, જ્યાં નથી દેવનું દર્શન;
જ્યાં નહિ વૈશ્વદેવ નિવાસ, જ્યાં નહિ યોગકર્માભ્યાસ.
ત્યાં તે ચર્ણ કેમ દેવાય, ગંગા ગોમતી નહિ જ્યાંય;
જે જન જળ વિષે જઈ ન્હાય, રાખે કેમ કોરી કાય?
અહિની પાસ અમૃત હોય, લેવા મન કરે નહિ કોય;
માટે ખાસ એ દરખાસ્ત, પક્ષી કો કરે નહિ પાસ.
ભૈરવ કે' ગજબ આ હાય, જ્ઞાતી કેમ વટલાવાય;
બાંધ્યા તર્ક તૂતેતૂત, કરવી વારતા અદભૂત.
આવ્યો કઠણ આ કળિકાળ, બુદ્ધિભ્રષ્ટ નિજ જ્યાં બાળ;
કહે છે કાગ મિથ્યા તાન, શુદ્ધાશુદ્ધનું નહિ ભાન.
જે જન પરવરે પરદેશ, કરશે તે કમાણી વિશેષ;
ભરશે પોતીકા ભંડાર, તેમાં જ્ઞાતીનો શો સાર?

(મનહર.)

ભમરો કહે છે તજો ભ્રમણાઓ ભાઇ મા'રા,
ખરેખરી રીતે ચિતે સાકર ન ન્હાય છે;

પાન કેરાં બીડાં એ તો, પાડાને નકામાં મિત્ર,
ઉદયના ઉદ્યમથી દારિદ્ર દુભાય છે;
કંચનના થાળમાં તો રાજવી આરોગે પણ,
ભીખારીની પુત્રી ઝાઝા ટુકડે ધરાય છે;
જ્ઞાની નિરમાની માને જંગલને જટ માને,
ખળ તણી ખળતા ના ઈશ્વરે ખળાય છે.
વન વાટિકાઓ ભિષ્મ ગ્રિષ્મમાં સુકાય ત્યારે,
જળપાન પાખી આવે, જવાસાને જોર છે.

સજળ બને છે સૃષ્ટિ, વસુધામાં થાય વૃષ્ટિ,
અદેખો જવાસો ત્યારે કષ્ટિત કઠોર છે;
પંડિત્ય બતાવો પણ સારૂં તે નઠારૂં ભાસે;
ઈરિષાનું આળ ચિત્ત ચાહન એ ચોર છે;
સુધારામાં સામેલ થયા છો મન શુદ્ધ વિના,
નસીબ તમારાં ભુંડાં દાનત નઠોર છે.

(ઉદ્ગાર.)

ભમરો કે' કૂદીના ભેદ, આડે આવી આપે ખેદ;
સમજ્યા વિણ સહો છો સર્વ, ઘુમો વ્યર્થ ધારી ગર્વ.
અંતરમાં ધરો સુવિચાર, હઠથી દુઃખ પડ્યાં હદ પાર;
અહિયાં ક્યાં નથી વટલેલ, ગણિકાગામી ચિત ચળેલ.
જાવું ગ્રહણ કરવા સાર, નાખો આડ વિણ આધાર;
સમજો શાસ્ત્રને નહિ અર્થ, ખાળો આવતો ધર ગર્થ.
જ્યાં છે શારદા સુખકાર, જ્યાં છે લક્ષ્મી સહ ભર્તાર;
જ્યાં છે ન્યાય નીતિ ને રાય, જાતાં ત્યાં ન વટલાવાય.

જ્યાં છે સંપ સુખ ઉદ્યોગ, જ્યાં નહિ રાઠ ઈર્ષા રોગ;
એવા દેશમાં જે જાય, તે તો દેવ તુલ્ય ગણાય.
લેવું કનક કીચમાં જેહ, પીવું પીયુષ વિષમાં તેહ;
આવે સરસ જ્યાંહ સુવાસ, કરવો ત્યાં જરૂર નિવાસ.
મધુરા રસ મળે જ્યાં ખાસ, આવે અમુલ જ્યાં અભ્યાસ;
ગ્રહવા ગુણ બનીને દાસ, કરવા પૂર્ણ નિજ અભિલાષ.

વ્હેમે થયું વિત્ત વિનાશ, કરી લ્યો આપ તેનો ક્યાસ;
જાવું જરૂર સુખ જે સ્થાન, માને મન મના અજ્ઞાન.

(વસંતતિલકા.)

ઓલ્યો કલાપી કરવા, ઉનતી ચહો છો,
યોજી ઇલાજ દુઃખના, દુઃખમાં રહો છો;
ધારો ન ધર્મ પદ્ધતી, કયમ પર્મ આવે,
સાલે કુસંગ રૂઢીનો, મતિના અભાવે.
જે છે પીયુષ જગમાં, વિષ તેહ ધારો,
સોસે રૂધીર રિપુ તે, સુખદા સ્વીકારો;
ઉંધી મતી ગતિ રતી, ચિન્હ અસ્તનાં છે,
ડુબો ડુબાવી કૃત્ય એ નહિ ગૃહસ્થનાં છે.

(શાર્દૂલવિક્રીડીત.)

સારો જે જન જગતમાં તમ તગે, તારા બન્યા દેશમાં;
શોભા રૂપ સ્વજાતિના શિરમણી, ઉદ્ધાર ઉદ્દેશમાં;
વાંકી નાત પીડે હીડે રીપુ બની, એ ખેદ કેવો અરે,
ખુણે ખોચર ખોચરા ખુબી કરે, અન્યાય કેવો ખરે.

હંસ–

(શિખરિણી.)

વટાળે વંઠીને, પરમ મદ્યપાની પળપળે,
વગોવે જ્ઞાતીને, અધમ અનિતીથી નવ ખળે;
અભક્ષો ભક્ષીને, પટલ બની પંક્તિ વિચ જમે,
કરે કામો કુડાં, તદપિ નવ જ્ઞાતી રતિ દમે.
સુવિદ્યા લેવાને, પુનિત પરદેશે પરવરે,
સ્વદેશી સેવાની, સબળ અભિલાષા ઉર ધરે;
વધારે લજ્જા તે, વિબુધ વટલાયા વિર ગણે,
ઉગ્યો આંબો કાપે, મુરખ નિજ હાથે હિત હણે.

(દોહરા.)

વાણી સુણીને હંસની, હિતેચ્છુને થયું હેત;
મત લેવાને માંડીયા, સિદ્ધ કરવા સંકેત.
શુભ દરખાસ્ત મરાબની, વધાવી પ્રેમ સમેત;
દુઃખસંતોષી દ્વીજ થયા, ફોગટ બધા ફજેત.

કાગ-

## મરનારની પાછળ રોવા કુટવાના રીવાજ.

(દોહરો.)

વાયસ કહે ભય મર્ણનો, સરખો સૌને શીશ,
આગળ પાછળ સૌ પળે, ક્યાં રડનાર રહીશ.

(ઘનહર.)

અવનીમાં થાય મૃત્યુ, અગણ્ણુ આ લોક વિષે,
સ્નેહીઓને થાય શોક એ તો સ્વાભાવિક છે;
અજાણ્યાની અસર ન થાય, આખી આલમમાં,
જાણીતા જે જાય તેની, લગણી અધિક છે;

નિયંતાના નિયમની, આગે નિરૂપાય પ્રાણી,
સર્વેને સમાન, કાળ કઠોરની બીક છે;
વ્યર્થ કલ્પાંત કર્યો, અર્થ સરવાનો અલ્પ,
સમજીને મનનેજ મારવું, એ ઠીક છે.

ગરૂડપુરાણે કરી, ગર્જના જણાવ્યું એમ,
આંસુથી અસદગતી, મુએલાંની થાય છે;
શોક કરનાર સગાં, શત્રુનું સારે છે કામ,
હીત મરનારનું હિતસ્વીથી હરાય છે.

ગીતામાં ગોવીંદે કહ્યું, દેહ તો છે નાશવંત,
જડમાં શું ઝુરવાનું, ગયેલું ગણાય છે;
જેની છે સગાઇ ભાઇ આત્મા તે તો અમર છે,
વ્યાપક વિનાશહીન, કુટવાનું થાય છે.

મુવા તણી પાછળ, કુડો છે ચાલ કુટવાનો,
એથી મરનારને, અધિક દુઃખ થાય છે;
જીવતો ન થાય જીવ, રાગડા તાણીને રોયે,
રોનારાંની આંખોએ, અદાપ થકી થાય છે.

રોનારાં જનારાં પંથ, એક સારી આલમનો,
રૂદન કર્યાથી જીવ, જીવતા રીબાય છે;
ક્ષય, દમ, શ્વાસ, કાસ, કુરોગ પડે છે કેડે,
હાનીઓ હજાર નફો પાણી નીરખાય છે.

કુદી કુદી કુટણામાં, કેર વાળે કામિનીઓ,
કૈંક તણા મસ્તક એ ફંદમાંથી ફુટે છે;
કૈંકનાં કપાળ ભાગે, શૂરમાં આણે છે શૂળ,
રૂધીરની ધારા વળી છાતીએથી છૂટે છે;
કઈંક ગોરીઓને ગર્ભપાત થાય કુટવાથી,
પછાડો ખાધાથી કેડો કૈંક તણી તૂટે છે;
મુખ મરનારનું ન પુનરપી દેખે પણ
આયુષ્યનો તંતુ જીવ જીવતાનો ખુટે છે.
રાજીયા ને છાજીયાનો રોળ તો ન જાય જોયો,
રસ્તામાં ચલાવે રામા, મોટા મોટા રાગડા;
આંસુ વિના ફાંસુ ઢોંગ મચાવે છે હામ તજી,
સર્વે નરનારી કાઢો એ રીવાજ નાગડા;
હિત સાચું હોય મરનારનું હૈયામાં તોજ,
કરો પુન્ય દાન મેલી આડંબરો આવડા;
કિર્તન કથા ચલાવો, જ્ઞાન ઉપદેશ સુણો,
પર ઉપકાર કરી, અન્યને આપો ધડા.
સગાઇ દેખાડવાની, ભવાઈ જવા દો બાઈ,
જથાને જણાવવાની એમાં ન જરૂર છે;
ડાંપણ બતાવવાનો દંભ તજો ડોસલીઓ,
આવડ બતાવવાનો, આડંબર કુર છે;
ભાગો હરી મંદિર વકારો નહી અવરને,
તિરસ્કાર યોગ્ય એ તરૂણીઓનું શુર છે;
એક ને અનેક મળી અર્ધ કચરી ન કરો,
દીલાસા આપીને કરો દુર ક્લેશ ઉર છે.
રોયે કુટયે પાછાં કોઇ આવ્યાં નથી અવનીમાં,
સાંભળી વિલાપ ન જવાબ કોઇએ વાળ્યો છે,
છાનાં રાખવાને કોઇ આવ્યાં નથી છતાં થઈ,
વિશ્વનો પ્રવાહ ચાલતો'તો એમ ચાલ્યો છે;
દયા આવવાની નથી દૈવ્ય તણા દીલ માંહી,
ખાંપણ બાંધેલો નર, કહો કોણે ખાળ્યો છે ?
અજ્ઞાનના આવરણની, અલગ ઉપાધી કરો,
જ્ઞાન દ્રષ્ટિએ વિચારી, ટાળો એ ગોટાળો છે.

ભગીરથ ભર્થ જેવા, ભુપણ ભુમીના ગયા,
મર્ણને થયા છે શર્ણ, કર્ણ જેવા મ્હારથી;
ધરણીમાં ઢળ્યા ઘણા માંધાતા જેવા મહીપ,
રામ હરિશ્ચંદ્ર નળ, સત્ય તણા સારથી;
પાંડવ ને કૃષ્ણ જેવા અમર ના રહ્યા અરે,
કેશી કંસ, રાવણ પળ્યા છે પરિવારથી;
વિક્રમ ને ભોજ, ભીમ, ભીષ્મ જેવા ભસ્મ થયા,
નાશ છે નિઃશંક અંક નામ ધર્યું ત્યારથી.
અલોપ થયા અનંત, સંત ને મહંત શુદ્ધ,
જ્ઞાની અને ધ્યાની ગુણવંત થયા ગટ છે;
શૂરા સમશેરીયાએ, ડેરાને ઉપાડ્યા દોડી,
જોધ ઝંપલાયા જુદી જમની ઝપટ છે;
વડા વડા વ્હાણવટી કોટીપતી ક્રોડ ગયા,
મોટી માયા મેલી લોટયાં વેળુમાં પ્રગટ છે;
કહે **મહાસુખરામ**, કોને કોને રોશો ભાઈ;
જીવ્યાનો ઉધારો પણ, જવાનું તો ઝટ છે.

( દોહરો. )

ટેકો આપી ભૈરવે, તાજુબ ટાળ્યો ત્રાસ;
પાસ કરી પક્ષીગણે, વાયસની દરખાસ્ત.

હુમાયુ—

## સ્ત્રી કેળવણી.

( મનહર )

હુમાયુ કહે છે હવે આણી સુણો હીતેચ્છુઓ,
આપણે અત્યારે આભ ઉંડળમાં લીધો છે;
સાગરને ડોળવાનો ડોળ દરશાવ્યો પણ,
ગાગરના નીરનો, વિચાર તો ન કીધો છે;
ઉમરો મુકીને દોડ્યા ડુંગરાને પુજવાને,
વાણીના ધનુષ્યે આજ, વિંધ્યાચળ વિંધ્યો છે;
સાહસ કરીને કામ, ભારત ઉપાડ્યું પણ,
પાર પાડનાર બગ, બાજ, ઘુડ ગીધો છે.
આરંભમાં શુર આણી ઉભા તો થયા છો પણ,
કોણે પ્રાણ અર્પણનો પ્યાલો ભાઈ પીધો છે;

સુંદરીને પુછી કોઈ સમાજમાં આવ્યા નથી,
કુટુંબ સુધારવાનો પંથ મુકી દીધો છે;
સદન સુધાર્યા પાખી, સુખનો સીમાડો દુર,
અંગભંગ વાળાઓમાં કોનો કોડ સીધો છે;
અસ્ત ને ઉદયનો ઈલાજ નીજ આંગણામાં,
પોતે સુધરો તો સુધારાનો પંથ સીધો છે.

ઉલટી ગતિથી ચાલે, અબળાઓ આલયમાં,
અભણ ન માને ઉપદેશ ભરતારનો;
બાધા આખડીમાં બધો દિવસ કુટાય પણ,
ભીતરમાં ભરૂસો ન રાખે કીરતારનો;
ઓરીયાને માટે થાય, ગાંડી ગાંડી ગોરીગો ને,
રૂઢીને આધીન, સાર રહે ન સંસારનો;
અજ્ઞાનનું અંધારૂં છે, અબળાના અંતરમાં,
જ્ઞાનના પ્રકાશ વિના, હેતુ બધો હારનો.

મોટા મોટા મુછાળા, ગુચ્છાળા ગુણવાન તણું,
ચલણ ન ચાલે ચતુરાની આગે પાઈનું;
વલણ તો વિશ્વને, સુધારવાનું વાળે પણ,
કામિનીને હાથ કુંચી ભોપાળું છે ભાઈનું;
તોપોને તડાકે વાત, સભામાં ઉડાવે પણ,
ઘરમાં ગુલામ ચાલે, રાજ્ય પોપાબાઈનું;
નર એવા નામનાના બોલનો શો તોલ કહો,
દુકુલે બાંધ્યું છે નીર પ્રવાહી નવાઈનું.

લગ્નને પ્રસંગે પુરા, પંડિતની પ્રમદાઓ,
વિવેક તજી બીભત્સ, ગીત ઘુમી ગાય છે;
શરમ ન રાખે માત, તાત, ભ્રાત, જાત તણી,
કુટવાનું શિક્ષણ તો, ગોરોમાં શીખાય છે;
દોરા, ચીઠી, મંત્ર, જંત્ર, ભુવા ને ભભૂતવાળા,
ધીનોજા ધિક્કારપાત્ર, કુપાત્રો પુજાય છે;
પેચે પેચે પાય ભરી, સ્વામીને વેચે છે સુતો,
કેળવણી વીના કેર ઘેર ઘેર થાય છે.

વરા વરઘોડા, બાળલગ્ન ને કજોડાં આદિ,
રૂઢીઓને પોષનાર, પ્રથમ છે પ્રમદા;
સાહ્યક ને ઘાયક બને છે ધર્મ કર્મ માંહી,
પ્રતિકુળ પડી નડે પુરૂષને સર્વદા;
વિદ્યા વિના વિવેક વિચાર ને વિનય તણો,
ઉરમાં અભાવ રહે, જીવ રે' જુદા જુદા;
અર્ધ અંગ સડેલાં તે, સુધારા શું શકે કરી,
કાન્તનું ધારેલું કામની થવા ન દે સદા.

નર કહે નારીયોને બીભત્સ ન ગાશો ગીત,
છબીલી કહેશે ત્યારે છાજીયાં શું વાળીએ ?
કાન્ત કહે કુટવાનો છે રીવાજ નાશકારી,
ગોરી કહે ગણેશનાં ગીતડાં શું ગાઇએ ?
સ્વામી કહે સભામાં હું સોગને બંધાઈ આવ્યો,
નારી કહે નવરાની નીશાની એ ન્યાળીયે;
સદનમાં સાત મત, કુટુંબમાં કોટી મત,
અર્ધ દગ્ધ આપ શું સમાજમાં ઉકાળીએ ?

પ્રતિકુળ પ્રમદા એ પ્રથમ છે પાયો પોલો,
ભામિનીઓ અભણ એ ભાઈ મોટી ભુલ છે;
જહાં સુધી ધરા છે, અશુદ્ધ બાંધ વાળી પ્રિય,
તહાં સુધી સુધારાની ધારણામાં ધુળ છે;
વિના હથીયારે હામ સમરમાં ઝુંઝવાની;
ઉદર ચોળીને ઉપજાવવાનું શુળ છે;
કંચનના થાળમાં ન દીપે મેખ લોહા તણી,
સદનમાં સળો એ તો આપદા અતુલ્ય છે.

સુંદરીને શીક્ષણ એ રક્ષણ છે સંતતિનું,
વિદ્વાન વામાંગી તે શોભાવનારી કુળ છે;
નારીઓ ન માને ભુલ નવાણુંની સોમાં ભાઈ,
પાવક પ્રત્યક્ષ પ્રમદા જે પ્રતિકુળ છે;
માટીની દીવાલ નિરમાલ્ય ટાપટીપ વાળી,
આરસની અટારી એ ઉપર અમુલ્ય છે;
વડી વડી વાતો એથી વિરામ ન મળે વીર,
સુંદરીને સુધારો એ સુધારાનું મુળ છે.

પ્રથમ સુધારો મન પોતે મીત્ર પોતા તણું,
જ્ઞાન આપી ગોરીઓને પાછી માંહી ભેળવો;
દેહને દીપાવો સત્ય સુનીતિને સંપ થકી,
કેળવણી આપી નિજ કુટુંબને કેળવો;
ઉપદેશ ઔષધીથી વ્હેમના વિકાર હરી,
ભરો સુખ ભાવીનું બચાવી માયા મેળવો;
પછીથી સુધારો સગાં સ્નેહી મિત્ર મંડળને,
ફુલી ફુલી ફોગટ ફજેતીને ન ફેલવો.

કેસરીનો વેષ ધરી ગર્ધવ ઘુમે તથાપિ,
ભીતિ રાખી ભીતરમાં ડાચે જોર મારશે;
દંત જુદા ખાવા ને દેખાડવાના રાખે ગજ,
પરદ્વારે પનોતો શું કચ્છ અર્થ સારશે ?
સંત બની બગલો બેસે છે સરિતાને તીર,
કેદારનું કંકણ બિલાડી બાઇ ધારશે;
ઝડપે ઝલાય તેને સ્વર્ગમાં ચઢાવે સિધો,
એવા એવા દાંભિકો શું જ્ઞાતિને ઉધારશે ?

સાચા વિના કાચાથી ન સરે કામ સુધારાનું,
અખાડા કર્યાથી કુડી રૂઢીઓ ન વામશે;
ઔષધ આરોગ્યા વિના વ્યાધિ ન વિનાશ થાય,
ઉદ્યોગ આરોગ્યા વિના, જાપે કેમ જામશે ?
મરજીઆ બની મહા સાગરમાં પડે તેહ,
મોતી મોંઘા મુલનાં તે પ્રાણુ સાટે પામશે;
એકથી અનેક અને અનેકથી એક નથી,
વિજય કરીને વીર વિરલા વિરામશે.

કોટી કોડીએથી નવ કંગાલતા જાય પણુ,
એક હીરો હજારોનુ દારિદ્ર સંહારે છે;
એક ચંદ્ર અવનિનો અંધકાર નાશ કરે,
નક્ષત્રના મંડળ અનંત પણુ હારે છે;
એક દયાનંદે આખા આર્યને દીપાવ્યો અને,
એક શંકરના ગુણુ આલમ ઉચ્ચારે છે;
એક શુરવીર ભુમિ સમર ગજાવે પણુ,
બહુ મળી બાયલાઓ "બાપ રે" પોકારે છે.

જેના અંતરમાં છે રાદંતર સ્વજ્ઞાતિ હીત,
ચિતમાં તે દાઝ નીજ બંધુઓની ધારશે;
અહોનિશ તન મન અર્પણ કરીને એજ,
પોતાના દ્રષ્ટાંતે આખી જ્ઞાતીને સુધારશે;
આરંભેલું કાર્ય નહિં વિઘ્નથી વહેતું કરે,
અડગ રહીને તીર, નિશાને ઉતારશે;
આજારીને ધીરે ધીરે આરોગ્યતા આપે વૈદ્ય,
અસર ચઢાવી એમ કુધારા સંહારશે.

( હરિગીત. )

અહ સુત્ર ક્ષેત્ર પવિત્રમાં, અગ્ની સુજ્ઞાન તણો ધરી,
કંટક કુવિદ્યા બાળીને, ઘો ખેડ ખંત રૂપી ખરી;
કરી વાડ સંપ સુસત્યની, ખાતર સુવિદ્યાનું ભરી,
રોપો સુધારાનાં સુબીજ, સીંચો સુબોધ નીરે કરી.

પાળો વચન પોતે વદ્યાં, ભાળો સુભ્રાતૃભાવથી,
ગાળો ન રાખો ઘટ વિષે, વાળો દિવસ નિજ દાવથી;
બાળો કુવિદ્યા વ્યસન કુ, પ્રભુના પ્રસાદ પ્રભાવથી,
ડુબતા બચાવો બંધુને, નિતિના **મહાસુખ** નાવથી.

( દોહરો. )

હમાયુનું ભાષણ સુણી, હૈયે વાધ્યો હર્ષ;
વધાવી લીધું તાળીએ, કહે સકળ ઉત્કર્ષ.

પોપટ—

## વિદ્યા.

( ભુજંગી. )

વદ્યો કીર વાણી સુણો વીર માગ,
સુધારો વધ્યાથી હઠે ના કુધારા;
સુધારા તણું શારદા મૂળ સાચું,
વળી તે વિદેશે બધું કામ કાચું.

કઢંગા નિહાળી ઉરે કલેશ આણી,
તજી હિંદ ચાલી વડી માત વાણી;
થયો એ થકી અન્ન કેરો ઉધારો,
રમે દેશમાં કલેશકારી કુધારો.

ઉઠી જર્મનીમાં જઇ વાસ કીધો,
સખી લોક ઇંગ્લાંડના લાભ લીધો;
અમેરીકને ઓળખી દિવ્ય દેવી,
સુખી તે થયા શારદા માત સેવી.

ડુબ્યા આપણે કષ્ટમાં સુરત સંધા,
સ્વદેશી થયા છે છતાં આંખ અંધા;
જનેતા તજી ખાન ને પાન ખોયાં,
મઝા માન માઝા તજી હાથ ધોયા.

હજુ ઉન્નતિ ઇચ્છીને ભાન લાવો,
રીસાએલ માતા મળીને મનાવો;
પુજે પ્રારથો ચર્ણમાં શીશ ધારો,
સરે અર્થ સંધા કરો ના ઉધારો.

સુતા શારદાની કળા હામ બુદ્ધિ,
પધારે તહાં ના ટકે કો વિરૂધી;
રમે સઘ ઉદ્યોગ ને સંપ સાથે,
હરે ભક્તની હાની ને ગ્લાનિ હાથે.

વસે ભારતી ત્યાં ધસી લછ આવે,
હસી હુન્નરો હાજરીમાં સુહાવે;
રવી જ્ઞાનનો પુર્ણ તેજે પ્રકાશે,
ટળે દુઃખ દારિદ્ર જ્યાં એ નિવાસે.

મનાવો તમે ટેકને તાન આણી,
સુઝયો સ્વાર્થ એ છે ઉદેની નિશાની;
બનો ભારતીના હવે ભક્ત ભાઇ,
પ્રભુતાઈ તો શારદામાં સમાઇ.

પુજે ભારતીભક્તને ભૂપ ભોગી,
પુજે ભારતીભક્તને પુજ્ય જોગી;
ભજે રંક તો તે બને છત્ર ધારી,
અવિચ્છિન્ન આનંદ એ આપનારી.

જુએ! ભારતીભક્તનાં કામ કોડે,
રૂડી રેલ્વે તે વિના અશ્વ દોડે;

વિલોકો વળી તાર કેરા તમાસા,
વણાયે સકંચે ખરાં વસ્ત્ર ખાસાં.

તમે શિક્ષણો બાળને આપી એવાં,
સુભાગી બનો જ્ઞાનનું દાન દેવા;
ચહો ચિત્તમાં સ્થાપવા શુદ્ધ શાળા,
રૂડી આપશે આશિષો બાળ બાળા

ઉંચું ઉમદા બાળકો જ્ઞાન પામે,
કુવ્યાધી રૂપી ત્યાહરે વ્હેમ વામે;
ટળે કૂમતિ કલેશકારી કુધારો,
ફળે શારદા અંતરે એ ઉતારો.

કરો ફંડ નાણાં યથાશક્તિ આપી,
બચાવો કુધારા તણા ખર્ચ ખાંપી;
શ્રીમંતો ધીમંતો મળ્યો યોગ સારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.

ઘણા ખર્ચ ખાંતે ઉફાંદી કરો છો,
ફુલી ફાળ લાંબી અલેખે ભરો છો;
ચુકો ના સીધો સ્વાર્થ છે ત્યાં તમ રો,
વીરા બીજ વાવો ઉગે ત્યાં હજારો.

વડુ દાન વિદ્યા તણું વિશ્વ માંહી,
પદાર્થો રહ્યા પાંચ એમાં સમાઈ;
વિચારી નરો કો કરો ના નકારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.

જવાનું જશે દ્રવ્ય તો એમ જાણી,
કરો નામના સંગ એ છે કમાણી;
નહિ વૈભવો આવશે કો મસાણે,
ટકે ધર્મ તે બાંધી લ્યો બંધુ ટાણે.

નહિ વાપરે વિત્ત જે શુદ્ધ કામે,
ઘસી હાથ રે'શે જશે તે કુઠામે;
કરી લ્યો કમાણી પુરી આ પ્રસંગે,
કરો ફ્હેલ આ ટેલમાં તો ઉમંગે.

કદી દામને મેલશે। આપ દાટી,
અભોલા જવાશે થશે દ્રવ્ય માટી;
ખરી આવશે ખાધ કે એ લુંટાશે,
થવાનું થશે ના વીરા રે વવાશે.

( રોળાવૃત. )

સુણી ભાષણ શુક તણું, શુરાતન સૌને આવ્યું,
વિદ્યા વૃદ્ધિ માટ ભુવન, ભંડોળ ચલાવ્યું;
સ્વજ્ઞાતી હિત પ્રવાહ, રહ્યો રગ રગમાં વ્યાપી,
ઉદાર કીધાં ઉર, કૃપણતા નાખી કાપી.

ગરૂડે કરી ગર્જના, દીધા પંદરસો પુરા,
અનળે સો અગીયાર, થયાં શુક ગણુ પણ શુરાં;
હંસે દીધા હજાર, આઠસો આપ્યા મોરે,
સારસના સો સાત, ચારસો દીધા ચકોરે.

કો કહે પાંચ પચાસ, કો'ક દશ વીશ લખાવે,
કો કાગળમાં ભરે, રોકડા કોના આવે;
સખી બન્યા બંધુઓ, સખાવત કરવા સાથે,
મંત્રી મન મકલાય, મ્હોડ ઘાલી નીજ માથે,

દેખાદેખી દીજો, ઉતર્યાં હારોહારે,
નાણાનો વરસાદ પડયો ત્યાં, મુશળ ધારે;
કૃપણ તણાયા જાય, કુટે કુડવાળા છાતી,
હિતેચ્છુઓને હર્ષ, ધુમે માંહી જુકા ઘાતી.

ખળ ખોળે કંઇ ખુણા, વકારી છળીયા છટકે,
કંઇક લખાવે લુખા, રીઝે કંઈ કાગળ કટકે;
શુડો કહે સાબાશ, ખરા ખોટાની કસોટી,
જે ધારે તે કરે આપણી, જ્ઞાતી મોટી.

ટીંપે ભરાય તળાવ, કાંકરે પાળ બને છે,
કણ કણથી મણ થાય, તાંતણે વસ્ત્ર વણે છે;
પાઇ પાઈ કરતાં પ્હાડ, દ્રવ્યનો થાય અધાર્યો,
અવસર આવ્યો સરસ, બજાવ્યો ધર્મ તમારો.

કરે ગર્જના ગીધ, ફંડમાં ફરેજ હાલો,
બાજ દીયે પ્રતિ બોધ, કુદે પારેવા પોલો;

સમળી કહે સાબાશ, ઢેંક વિચ ઘુમે ઢોલો,
તેતર લાવે તાન, ટીટોડે આભજ તોળ્યો.

ક્યાં નાણાં મુકવાં, કોણ નામીચા નામે,
ચાલી તે તકરાર, એકબીજાની સામે;
કો કહે હાજર હંસ, કરે છે લેખાં લાખે,
કો કહે ગીધ ગૃહસ્થ સર્વ સંતોષે સાખે.

કો કહે સારસ તણી, શ્રેષ્ટ શાહુકારી સારી,
કો કહે વાયસ વિમળ, વાસના ખુબ વિસ્તારી;
જેને ફાવ્યું જેમ તેમ, સૌ પક્ષી બોલ્યાં,
કોઈ ચઢવા નગ શૃંગ, ખીણપતિ કોઇએ ખોળ્યા.

કોરા આગળ કુદયા, દામથી ફાળ્યા ડોળા,
લીલાને નહિ લોભ, ભેદ નવ સમજ્યા ભોળા;
નાણું કરવા હાથ, ગુપ્ત ગગડાવ્યા ગોળા,
મતમાં મેળવી લીધાં, બાજ બગ ઠગનાં ટોળાં.

સારસ વાયસ ઉભય કર્યા, કોષાધિશ કોડે,
વ્યાજે મુકયા વસુ, નામ બે રાખી જોડે;
યોગ્ય દીધા અધિકાર, ભાર શિર મુકયો ભારે,
પ્રસન્ન થઇ પક્ષીઓ, હેતથી બેઠા હારે.

દામ બેટમાં મુકયાં, સબળ સાગરની ચોકી,
બેઠા બગલો બાજ, પંથ તસ્કરના રોકી;
સર્વ સભા થઇ શાંત, સલામતિ વસુની જોઈ,
ભય ભાગ્યો **મહાસુખ** મહાજન ઉપર મોહી.

**અનળ–**

( મનહર. )

અનળ કહે છે અધુરૂં, ન રહ્યું હવે કાંઇ,
પ્રેમનો વધારો હવે, પક્ષીઓમાં જોઇશું;
લંકા કેરી લાડણી ને, લાહોરનો લાડો મળ્યો,
કર્મના સંયોગે ગીત, ગાઇશું કે રોઈશું;
નવાં નવાં નગર નીહાળીશું, પરાયે નાણે,
નવનવાં નિત્ય પ્રતિ ભોજન તો ખાઇશું;

લોકમાં ગણાઇશું, હિતેચ્છુ આખી નાત તણા,
આલમમાં સાક્ષરને, નામે ઓળખાઇશું.

( દોહરો. )

ભાષણ સૌ પુરાં થયાં, માન્યા પછી ઉપકાર;
અધ્યક્ષ પછી ઉભા થયા, પૂર્ણ ધરીને પ્યાર.

## ગરૂડજી પ્રમુખનું છેલ્લું ભાષણ.

( ઉધોર. )

બોલ્યો ગરૂડ ધરીને હેત, ધાર્યો સિદ્ધ થયો સંકેત;
લીધો આ અપૂરવ લ્હાવ, કીધા ઠીક ઠીક ઠરાવ.

પણ તે પાળશો તો સુખ, ભોજન ભજે જાય ન ભૂખ;
કાગળમાં ન સારે કામ, વર્તનથી મળે વિશ્રામ.

ન્હોતો સ્વપ્ન જે આભાસ, ભાળ્યો ભવ્ય પરમ પ્રકાશ;
ઉગ્યું પુર્વનું તે પુન્ય, ધારી ધર્મ ઉપર ધુન્ય.

જોતાં આજ સૌનાં ઉર, છે આનંદથી ભરપુર;
કરવા દુ:ખદ ધારા દુર, અત્યારે દીસો આતુર.

પણ આરંભમાં જે હર્ષ, થાતાં ઈતી રહે ઉત્કર્ષ;
તો તો ધાર્યો ધંધ પ્રમાણ, નહિ તો હાસ્ય સાથે હાણ.

હૈયે હામ ધરી હમેશ, મચશો તો જશે સૌ કલેશ;
થાશે જગતમાં જયકાર, સુખરૂપ નીવડશે સંસાર.

પણ શ્મશાન કેરૂં જ્ઞાન, બાળે શબ તહાં લગી સાન;
આવે સદન પામે નાશ, એ ને એ રહે અભ્યાસ.

એથી દુ:ખ દબાવે કોક, બમણો હર્ષથી છે શોક;
કીધા ફંદ તે સૌ ફોક, દે ધિક્કાર લાયક લોક.

માટે પરહરો એ રીત, રાખો મચ્છ જળની પ્રીત;
હૈયામાં વધારી હામ, પાડો પાર ધાર્યું કામ.

મુકી માન ને અપમાન, રાખો હૃદય હેતુ ભાન;
નિંદા સ્તુતીની દરકાર, તન ધરશો નહિ તલભાર.

પગલાં પ્રથમ ભરીને આપ, પાડો અન્યને ઉર છાપ;
દુ:ખથી ડગી ન રહો દુર, તો સંપન્ન થશે સુખ સૂર.

સારાં કામમાં સો વિઘ્ન, નાખે નીચ ખળ જન અજ્ઞ;
ટાળીને તરો તે નીર, ધારી ધર્મ દ્રઢતા ધીર.

શુરા સર્વ જગને માન્ય, જીવન શુરનુંજ પ્રમાણ;
કાયરનું નહિ કલ્યાણ, વ્હોરે હર્ષે સાટે હાણ.

જો રહે અડગ ધારી ટેક, તો ભારે હજારે એક;
એવા હોય પુરા પાંચ, તો આવે ન રતીએ આંચ.

મહાદ્વીજ મળ્યા અહીં અગણીત, સૌનું હોય સરખું ચિત્ત;
તો બેડો પડે સૌ પાર, થાતાં ઉદય ન મળે વાર.

ભિન્નતા એજ છે ભયકાર, ઈર્ષા એજ દુઃખ આગાર;
અવનું સ્થાન છે અભિમાન, દુઃખનું મુળ છે અજ્ઞાન.

આળસ અસ્તનું છે અંગ, તજવો સઘ તેનો સંગ;
સુચી સુખદ સરસ પ્રસંગ, રાચો ભ્રાતૃ હિત તે રંગ.

શાન્તિ સહનતા ને શીલ, વાણી સ્પષ્ટ સ્વચ્છ સ્વદીલ;
વર્તન ને વીરત્વ વિવેક, વિદ્યા બુદ્ધિ સાહસ ટેક.

ઉત્તમ જ્ઞાન શુભ આચાર, સુખ સંતોષ સંપ વિચાર;
ઉર ઉત્સાહપર ઉપકાર, એ છે ઉદય કેરાં દ્વાર.

ગ્રહો જો ઘટ વિષે ગુણવાન, ઉન્નતિ આપશે ભગવાન;
દેવા દુષ્ટ રૂઢીને દંડ, ઉદ્યમ આચરોજ અખંડ.

દીલમાં જાણી દીનની દાઝ, દોડો કુમક કરવા કાજ;
સ્થાપો સુમતિ કેરૂં રાજ, શોધો સુખ તણાં જે સાજ.

બોધો બાંધવોને સાથ, હેતુ પુનીત કરવા હાથ;
ધારો ધર્મ કેરા ધંધ, તોડો બેડીઓના બંધ.

સ્થાપો ગ્રામ ગ્રામ સમાજ, સુખ દુઃખ જાણવાને કાજ;
રાખો પત્રના વ્યવહાર દોડો વિપત સમયે વ્હાર.

આપો લ્યો પરસ્પર લ્હાવ, વાધે એમ ભ્રાતૃભાવ;
સુખથી સર્વ પામો સુખ, દુઃખથી સર્વ માનો દુઃખ.

કાપી ઝેર વેર કુકેર, હરવું અજ્ઞ નગ અંધેર;
સેવા જ્ઞાતીની સુખકાર, કરવી એજ જીવન સાર.

રાખે હૃદયમાં આ કે'ણુ, પક્ષી સર્વને સુખ દેણુ;
પુરશે શ્રીપતિ અભિલાષ, સઘળી થૈ સભા બરખાસ્ત.

ચાલ્યો ગરૂડ નિજને ઘેર, લોકો વદે લીલાલ્હેર;
પ્રભુએ પુર્ણ પાડયું કામ, જય જય વિજય **મહાસુખરામ.**

## કવિ–

ઉડ્યાં પક્ષીઓ આકાશ, માંડયો મુળ કુળ અભ્યાસ;
ધારા રહ્યા કાગળ માંહ્ય, સૌ કો બન્યા મનના રાય

ધાર્યું મુળ મળીયું સર્વ, ઉજ્યું ઉજાણીનું પર્વ;
ખરચ્યું ધન ગયું બરબાદ, દીઠો ચાર ઘડીનો ચાંદ.

ફાટયું પક્ષીઓનું પેટ, નાણું રહ્યાં સાગર એટ;
યાદ કરે ન કોઇએ ઉર, ડા'પણ કરે રહીને દુર.

કથળ્યું સર્વ ધાર્યું કામ, હાર્યા હીજ ઉરની હામ;
વ્યાપી ઘોર નિદ્રા આમ, શાંતિ શાંતિ **મહાસુખરામ.**

જારી રહ્યો એવો હર્ષ, પુરા પ્રગટ પાંચજ વર્ષ;
છઠે ગયા છટકી છેક, ઉભું સ્થાન ન થયું એક.

વાયે ઉડ્યા સર્વ વિચાર, મંત્રી ના કરે ઉચ્ચાર;
નેતા સર્વ ભુલ્યા નામ, સુતી સભા **મહાસુખરામ**

---

# કુધારા કાળચક્ર.



લેખક—રા. રતનસીંહ દીપસીંહ પરમાર.

( રોળાવૃત્ત. )

અરે આર્યના દેશ વેશ તારો બદલાયો,
જન્મ્યા પુત્ર કપુત નહિ સુધારો રહાયો;
પકડી મુઠી એક છોડતાં તે નવ છૂટે;
બંધન જુઠ અનેક, નવા ભવમાં કયમ તુટે ?

રહ્યું અતી અજ્ઞાન, માર્ગ સારો નહિ સુજે,
દુર્બુદ્ધિના પવન થકી બુદ્ધિ દીપ બુઝે;
જાય ભાન ને સાન, માન પણ શાનું રહેશે,
નથી કાન ને નેન, એમ નરનારી કહેશે.

કર્ણ હોય તો સુણ, સુધારક સઘળે ગાજે,
અભાગિ હિન્દુસ્થાન, રાષ્ટ્રમાં નહિ વિરાજે;
ચક્ષુ હોય તો દેખ, અવર લોકો બળવંતા,
ધીર વીર ને શૂર, અતિશે તે ધનવંતા.

રે રે હીંદી ઉઠ, જુઠની પુઠજ પકડી,
સત્ય કરી સહુ કાર્ય, કુધારાને લે જકડી;
પુત્રી નાની બાળ, બાપ પરણાવે કોડે,
સ્તન્ય પાન કરનાર, લઘુ જામાતૃ જોડે.

કાઢે છે વરઘોડ, કોડ પુરે છે મનના,
સમજે નહિ અનર્થ, ગર્થ ગુમાવે તનના;
અરે મૂર્ખ માબાપ, કાળજુ કાં ન કપાયે ?
ઉપજે બહુ સંતાપ, વિશ્વમાં ભાડું થાયે.

રડે મુર્ખના નંદ, હસ્ત શિર્ષે તે મુકે,
ચાખે કુ—આ સ્વાદ, બાળવિવાહ ન ચુકે.
એ કેવું અજ્ઞાન, માર ખાઇને આવે,
તો પણ ભૂલી ભાન, જાય તે માર્ગે ભાવે.

લુટે લુટારા લોક, ગામમાં ઈજ્જત જાયે,
ત્યજે નહિ કુમાર્ગ, અવધિ જન એ કહેવાયે;
પડ્યા પર પાટુ ખાય, જાય મૃત્યુ બિછાને,
તો ન તજે કુટેવ, અન્ય જનનું નહિ માને.

કહે કવિ પંડિત, જ્ઞાનિ ને વિદ્યાવંતા,
કહે રાય ને રંક, કહે ધીર ને ધીમંતા;
તો પણ પકડ્યું વૃક્ષ, શુષ્ક તેને નવ છોડે,
નહિ લતા કુસુમ, હશે તે ગ્રહ્યું શા કોડે?

શુષ્કોદ્યાને મોજ, લોક અજ્ઞાની માને,
બન્યો બાગ ગુલઝાર, લ્હેર તેની નવ માણે;
વિકસિત સુંદર પુષ્પ, હસ્તમાં તે નવ લેશે,
જડતાં કાચી કળી, ગ્રહણ તે કરવા જાશે.

કાં તો રહે તે વીણ, કાર્ય નર એવાં કરશે,
કાં તો કાચો માલ ખાઇને પેટજ ભરશે;
નહીં પકવતા પ્રામ, થવા દે મુરખ એવા,
રહે ધોઇને હસ્ત વિનાશે ત્યારે કેવા?

જડ વસ્તુની રીત, ગ્રહીને વિવાદ કરતા,
સમજે ન શુભાશુભ લડીને ફોકટ મરતા;
કાર્યદક્ષતા નામ, નહિ તે જગમાં જાણે,
પ્રશસ્ય સારાં કામ, વખોડે તે ન વખાણે.

બીરૂ બને છે બાળ, બાળલગ્નોને બાળો,
આવે વ્હેલો કાળ, કોળીઓ કરવા કાળો;
અંગ થાય છે ક્ષીણ, હંસલો હાલું હાલું,
ચાલે પગલાં વીશ, કહે નવ આગળ ચાલું.

લઘુ હસ્ત ને ચરણ, ચાલ ટગમગ તે ચાલે,
નેણ તણાઈ જાય, ડોક સ્કંધેથી હાલે;
વક્ષઃસ્થળમાં જોર, જરાય રહે નહિ ભાઇ,
નાડી ઢીલી થાય, રક્ત જાયે સોસાઈ.
વીશ વર્ષમાં રોગ, ઘેરશે ચારે બાજુ,
થાશે વ્યાધિગ્રસ્ત, અંગ રહેશે નહિ સાજું;

પક્વ થશે વળી વાળ, લઘુ ઉમરમાં તેના,
વૃદ્ધ બને તે જન ત્રીશ વર્ષો નહિ જેનાં.

બાળ થવા જે પાત્ર, માત ને તાતજ બનશે,
તો સૌ તેનાં બાળ, શૂર કેવાં નીવડશે ?
રમવાની જે ચીજ, ઢીંગલી આપણ કહીયે,
તેવી થાશે નાર, સાચ એ જાણી લઈએ.

પુરૂષ ઉંચો હાથ, બને ભાગ્યોદય જાણો,
વેંહેંતીઆની વાત, ખરેખર આપ પ્રમાણો;
એવાંનો સંસાર, માંડીને જે જન રાચે,
જુવે પડવા વાટ, બાંધી ઘર પાયે કાચે.

નહિ જન્મતાં વાર, થઈ કે લગ્નો કરવા,
દોડાદોડી થાય, રહે નહિ બીજી પરવા;
લ્હાવો લેવા માટ, માત ઉદ્યમ બહુ કરશે,
વ્યાજે લાવે દ્રવ્ય, તાત પણ ત્યારે હરશે.

કાં વેચી ઘરબાર, પુત્ર પરણાવી પાખે,
નાની જેવી બાળવધુને ઘરમાં રાખે;
પુત્ર જાય નિશાળ, શરમ બહુ તેને લાગે,
બીજા પાડે ખીજ, તેથી ભણવાનું ત્યાગે.

વળતી ઘરમાં તેહ, વાંચવા બેસે જ્યારે,
વહુ સાહેલી સાથ, ખોળવા આવે ત્યારે;
સરખી સૈયર મળી, મશ્કરી વિધવિધ કરશે,
ચાળા ચેન અનેક, કરી લજ્જા નવ ધરશે.

વિદ્યાનો વિલાસ, મુકી તે બાળક દેશે,
હાસ્ય રંગમાં ચિત્ત, પ્રોવી જઈ ઘરમાં બેસે;
શું જાણે અજ્ઞાન, બાળ તે ઉન્નતિ હાની,
તેને શું વિદિત, વિષ અમૃત કે પાણી.

એમાં મોટો દોષ, માત પિતાનો ગણીએ,
અરે ઉંડો એક વાર, વજ્ર સમ પાયો ચણીએ;
જેથી મ્હોટો મ્હેલ, ટકે કૈં વર્ષ હજારો,
કાચા પાયાદાર, અલ્પ રે'શે બિચારો.

( ગઝલ. )

અરે અજ્ઞાન શું આવ્યું, તમોને આજ શું ભાવ્યું?
ન દીઠી જ્ઞાનની જ્યોતી, ન જાણે પ્હેરવા ધોતી.

શિશુ એવાં ન પરણાવો, બળો અગ્નિ મહીં લ્હાવો;
દધિમાં દાટી કુધારો, ખરાં કલ્યાણને ધારો.

પ્રભૂએ તો શિશુ દીધાં, કરો તેને તમે સીધાં;
ન ચાલે માર્ગ એવો કે, દુઃખે કુએ બિચારાં તે.

ન કંટક માર્ગમાં આવે, બતાવો પંથ એ ભાવે;
સીધાં સીધાં શિશુ ચાલે, સદા સુખ સંપતિ ભાળે.

બતાવો જે પ્રમાણે તે, બિચારાં પૂતળાં હીંડે;
અનુયાયી તમારાં છે, અનુચર જાણજો તેને.

તમે કરશો, કબુલ તેને, નહિ શંકા જરા જેને;
ભરોસો છે તમારા પર, ન રાખે તે બીજો કંઇ ડર.

હવે શાના સતાવો છો, કુડો રસ્તો બતાવો છો?
હતો વિશ્વાસ બાળકને, પિતા સુધારશે મુજને.

નહિ જ્યારે સુધાર્યો તેં, બિચારૂં બાળ કોને કે'?
પડ્યું તારાજ આધારે, પછી શું તેહને મારે?

કદિ તું જો ન ઉગારે, જગત્ ધિક્ ધિક્ ઉચ્ચારે;
બને વિશ્વાસનો ઘાતી, વિધાતા, ના'નુકુળ થાતી.

પડે એવી વ્યથા ભારી, પિતા! એવી દશા તારી;
સમજી મનમાં ત્વરિત ચેતી, કરો સંસારની ખેતી.

( ચામર. )

ખેતિએ વિચારી ધારી ધારી છોડ પાળજો,
સડેલ ભાગ કાઢી નાંખીને વિનાશ ખાળજો;
જો હશે કદી ખરાબ જીવડો ન અંગમાં,
વીકસીત છોડ થઈ ના વસે કુઢંગમાં.

તેજ રીત બાળની વિવેકથી વિચારજો,
વેલી જાણીને લઘુ વળાય તેમ વાળજો;

કિંતુ શીખ માનજો ખરાબ સંગતી થકી,
વેલી થાય છે કટુ ખરેખરીજ લિંબથી.

તે પ્રમાણે યાદ રાખીને શિશુ સુધારજો,
બોધ દઈ ખરાબ કાર્યથી સદૈવ ખાળજો;
લગ્ન માંહી વિઘ્ન નાંખી બાળલગ્ન ના કરો,
તો તમે સુધારી બાળ દૈવથી નહિ ડરો.

શૂરવીર ધીર તો થશેજ વંશ આપનો,
દી રહે નહિ જરા પછી ખરે વિતાપનો;
ઇશ્વરે દીધી બુદ્ધિ કરો તમે સુકાર્યને,
એજ કિર્તી વિત્ત આપશે અનેક આર્યને.

થાય છે વિશેષ પુન્ય પુન્યશુન્ય ના બનો,
ધર્મને બજાવી સર્વ પાપને વળી હણો;
વિશ્વમાં જુઓ અતિ સુધારકો ગણાય છે,
તેમનાથી કીર્તી કેરી ખાણને ખણાય છે.

શુદ્ધ માર્ગ તેમને અશુદ્ધ ના જણાય છે,
કીર્તી જાળ હેમથી હમેશ તો વણાય છે;
શું કુધારકો તણા કટાક્ષથી ડરી જશો?
શબ્દના પ્રહારથી ન શૌર્યહીણ કો થશો.

ક્ષત્રિ યુદ્ધમાં ન બાણુ વાગતાં ડર્યા હતા,
તો તમે ડરોજ કેમ શબ્દથી વિચારતાં;
શુદ્ધ શાસ્ત્ર વાંચી સંતતી તમે સુધારશો,
કર્ણથી વિશેષ કીર્તી તો કદાચ પામશો.

હિંદુ ધર્મનો પ્રકાશ ચાર મેરે પાડશો,
આર્ય બાળનું અતિ વિશેષ નામ કાઢશો;
પ્રૌઢ માણસો થયા પછી વિવાહ જો કરો,
આપણા કુટુંબનાં અનેક કષ્ટને હરો.

પકવ ઉમરે પુરૂષ નાર પ્રેમ બાંધશે,
તો પછી તે વર્ષ સો સુધી ખરે ટકી જશે;
આમ્ર પકવ થાય તો અતીવ મિષ્ટ લાગશે,
અન્ય જાતીનાં ફળો અપકવ તો ન ભાવશે.

જે અપકવતા મધે ખટાશ છુપીને રહ્યો,
પકવતા થતાં ત્વરીત તે વિનષ્ટ થઈ ગયો;
માણુસો વિષે પ્રમાણુ એજ સુજ્ઞ ધારશો,
યત્ન ને પ્રયત્નથી સમાજને સુધારશો.

( હરિગીત. )

યદી યોગ્ય વયનાં કાન્ત કાન્તા ભાળશો પૃથ્વી મહીં,
તો સ્વર્ગનું સૌ સૌખ્ય નિરખો દ્વી ઘટીકામાં અહીં;
આચાર ને વીચાર સર્વે યુગ્મ તે રાખી રહે,
ને પરસ્પર કટુ વચન ઉભય કષ્ટમાં પણુ ના કહે.

હસતાં હસે, ધસતાં ધસે, ખસતાં ખસે તે પ્રેમથી,
આલીંગી ચુંબન છાપ પાડે, તે રૂડો છે હેમથી;
મર્યાદશીલ બન્ને રહે, હૃદયે હૃદય ભેળાય છે,
દુઃખ બાળીને, સુખ ભાળીને, એકત્ર ઉભય થાય છે.

તે અત્ર તત્ર અને વળી સર્વત્ર વૈભવ ભાળશે,
પરિતાપ મારી થાપ, મૂકી કાપ આપજ ટાળશે;
એ ભામિની ભર્તાર ભવમાં, ભોગવે ભોગો બધા,
સંજોગ એવો તો મળે, કે રોગ નહિ પીડે કદા.

શશી વદન સમ કાંતી કરે, શાંતિ હરે ભ્રાંતિ વળી,
અજ્ઞાન રાખી ભાન જાશે, સાન મળશે દુઃખ ટળી;
જે પ્રેમયુકત નયન મધેથી, પ્રેમ જ્યોતિ પ્રસરશે,
તે કલહ દ્વેષ તણા તિમીરને, તો ત્વરાથી પ્રહરશે.

એ હાવભાવ કરી અને, શુભ લાવ સંસારે લહે,
વળી પુત્ર જે ગૃહસુત્ર ચલવે, સાંપડી એવો રહે;
ભીડ ભાગશે, સુખ લાગશે, પ્રિત જાગશે, અંતર મધે,
સુખ સાગરો ઉલટી નદી, નાળાં કરે તૃપ્તિ બધે.

નહિ કાળ જલદી ફાળ ભરશે, આળ આવે નહિ કદી,
તત્કાળ સર્વે કાર્ય થાશે, બાળપણુ સુખની નદી;
વળી પ્રેમનું જે ઝરણુ તે, દુઃખહરણુ ને સુખકરણુ છે,
વારી પીએ તે થાય સુધા, વિશ્વનું એ શરણુ છે.

પ્રેમાંકુરો ફુટતાં ત્વરીત જ્યાં, વારિ-સિંચન થાય છે,
ત્યાં વૃક્ષ શુભ વિસ્તૃત થઇ, ફળ મિષ્ટ અતિ મળી જાય છે;

જ્યાં દંપતિનાં પ્રેમ-ઝરણોનું મિલન શુભ થાય છે,
યાત્રા સ્થળો કરતાં પવિત્ર, અતિ ઘણું વખણાય છે.

મીલન સરિતા જ્યાં કરે, ત્યાં લોક ન્હાવા જાય છે,
પણ નારી જાતીનું ગણાતાં, લેશ મહિમા થાય છે;
જ્યાં પ્રેમ-વારી નારીનું, મળશે પુરૂષની સાથમાં,
ત્યાં દેવ પણ સંતુષ્ટ થઇને, બાળ આપે બાથમાં.

તે બાળની રક્ષા કરે, એ પ્રેમ-યાત્રા પુન્ય છે,
એ દંપતિનાં માત્ પિતાને, અતી ધન્ય ધન્ય છે;
પાળે પતિ પત્નીવૃત, પતિવૃત્ત પાળે પ્રેમદા,
સંસાર સાર અસારનો, તવ પાર પામે સૌખ્યદા.

વળી વિત્ત પામે ચિત્ત રાખી, આપના વ્યવસાયમાં,
જો પરસ્પર થઇ એકતા, તો ભિન્નતા શું કામમાં?
ઘરબાર તે નર નારનાં, સરકાર ને દરબાર છે,
ત્યાં ન્યાય નીપૂણ દંપતિ, જો સ્નેહથી વસનાર છે.

જો રામ સીતા સમ ખરેખર, પ્રેમ બન્નેમાં રહે,
તો ધન્ય છે શત ધન્ય છે, એ વાત લોકો ઉચ્ચરે;
પરદાર સામું જે કટાક્ષ કરી નહિ પુરૂષ જુએ,
તે પુણ્યવાન તથા ધીમાન, કુટુંબનાં પાપો ધુવે.

વળી નાર પણ નહિ યાર, નિજ ભર્તાર ત્યાગી ભાળશે,
એ અષ્ટ સિદ્ધિ નવે નિધી, બુદ્ધિ સારી પામશે;
તે યુગ્મનું જે શયનગૃહ, તે સુરપતિનું ધામ છે,
બેઠક ભુવન વૈકુંઠ સમ, કુબેરનો ભંડાર છે.

સંતુષ્ટ દેવો સર્વ મુકી ગર્વને રક્ષા કરે,
પ્રતિદીન કષ્ટ વિનષ્ટ કરી, ત્રીતાપને સાથે હરે;
ભણનારને, ગણનારને, ક્ષણ વાર સ્તંભીને કહે,
'સાંપ્રત સમયમાં યુગ્મ આ ઉત્કૃષ્ટ સુખ પોતે લહે'

દુદુંભી વાગે વિજયનાં દશ દિશમાં કીર્તી જશે,
શત્રુ પરાજય થાય તેનાં યુગ્મ જે આવાં હશે;
બીતી નહીં તે લેશ રાખે સ્વાદ ચાખે હેતનો,
મૈત્રી કરે સૌ સજ્જનો ત્યાં ભય રહે શું પેટનો?

મનમોહીની મુખસોહીની થઇ વિરહીની સતી સુંદરી,
અતિ ગાઢ આલિંગન કરી, પતિ ગ્લાનિ લે સર્વે હરી;
વળી સ્વામીને દુઃખ વામીને, લહરી રતિની આપશે,
અંતે પતિ પણ પ્રેમ લાવી કષ્ટ સઘળાં કાપશે.

રંગે રમી, સંગે ભમી, અંગે અમી વરષાવશે,
આસ્વાદ સતત સુખાનુભવનો પ્રીય તેને ભાવશે;
જો મર્ણ શર્ણ થશે ઉભય તો, સ્વર્ગમાં સાથે જશે,
પણ આ ભવાબ્ધિમાં નહીં કદિ પ્રેમ તેનો ત્રુટશે.

## અયોગ્ય વયસ્ક યુગ્મની સ્થીતિ કેવી છે?

જયાં યોગ્ય નહિ નરના...રી, ત્યાં દુઃખ પડશે બહુ ભારી.
સૌ સંકટ જોવા આવે;
સાહાય નહીં કો લાવે;
દુઃખ દરદો સઘળાં ફાવે;
એવી રહેશે લાચા...રી, જયાં૦

તે દંપતિ હમેશ લડતાં;
કજીઓ કરી રોજ કકળતાં;
થોડું પડતાં બડબડતાં;
થાતાં નહિ પરોપકા...રી જયાં૦

પત્નીનો પ્રેમ ન ઝાઝો,
પતિને પણ પ્રેમ ન બાઝયો;
હોશે તે પણ નહિ સાજો;
ગ્રહતંત્ર અતિ દુઃખકા...રી, જયાં૦

ભૂમંડળમાં નહિ ફરતાં;
નહિ કાર્ય રૂડાં તે કરતાં;
રંકોનાં કષ્ટ ન હરતાં;
નહિ કીર્તી પામે સા...રી, જયાં૦

શંકાસ્પદ બન્ને રહેતાં;
નહિ ગુપ્ત કથા કદિ કહેતાં;
સુખ સરિતામાં નહિ વ્હેતાં;
મિથ્યા જીવન લોખા...રી, જયાં૦

પતિ બ્હાર થકી જો આવે;
કાન્તા નવ ભેટે ભાવે;
નહિ નિર્મળ વારી લાવે;
તે સારાસાર વિચા...રી, જ્યાં૦

પરમારથમાં નહિ પ્રીતી;
ગૃહમાં નહિ રૂડી રીતી;
તો ક્યાંથી લાવે નીતી;
તે અનિતીનાં અધિકા...રી, જ્યાં૦

યદિ પ્રેમ થકી પતિ હસશે;
ને કરમાં લેવા ધસશે;
તો રામા આઘી ખસશે;
પતિને અતિશે ધિક્કા...રી, જ્યાં૦

પતિ કામો કરવા સોંપે;
તો ગૃહિણી ઘરમાં કોપે,
ચાલે તો મારે તોપે;
એવું મ્હોં કરશે ના ..રી, જ્યાં૦

ભાષા ભડભડ તે બોલે;
છુપી વાતોને ખોલે;
નહિ સત્ય ત્રાજવે તોલે;
થઇ એવી નારી નઠા...રી, જ્યાં૦

કારાગૃહ ગૃહને માને,
શુભાશુભને નવ જાણે;
મન માની મોજો માણે,
તે નર ઘરથી કંટા...ળી, જ્યાં૦

નહિ વાર્તાલાપ કરે છે,
મન બન્નેનાં ન ઠરે છે;
નહિ જગની ભીતી ધરે છે,
થાશે દંપતિ અવિચા...રી જ્યાં૦

× × × × ×

શાને તેં કીધું રે જગના કરનારા,
સૌ સુખ હરીને તો લીધું રે, જગના કરનારા૦

પતિ ન માને પત્ની કેરૂં, એક વેણુ પણુ સાચું;
પત્ની રીસાઇને બેસે, રાખી અન્ન પણુ કાચું રે, જગના કરનારા૦

તન મનમાં ન્યુનતા આવે, લજ્જા જોવા મારી,
લોકો તો ફીટકાર આપશે, નહિ કરશે કો યારી રે, જગના કરનારા૦

પુત્ર પુત્રી વંઠેલ નીવડે, પિતુ માતાને જોઇ;
જગમાંથી તે જાશે ઇજ્જત, લાખ ટકાની ખોઇ રે, જગના કરનારા૦

પ્યાર તણું તે નામ ન જાણે, પત્ની ઘુંઘટ ઓઢી;
હાયા હૃદય એ કેમ ભળે? જ્યાં પ્હેલી પ્રીત ન જોડી રે, જગના૦
પ્રેમવાસના ભોગી ભમરો, નિકટ નિકટ જો આવે;
કમળ પ્રફુલ્લ રહે નહિ ત્યારે, તેને તે શું ભાવે રે, જગન કરનારા૦

લટકાળી નારીનો લટકો, મટકો બીજા ભાળે;
નિંદા રૂપી સળી ઘસીને, આખા ભવને બાળે રે, જગના કરનારા૦

## કજોડાનાં સંતાન કેવાં છે?

( ગઝલ. )

નહીં સંતાન સારાં નીપજે શિક્ષીત કજોડાથી;
અરે કદરૂપમાં પુરાં, વળી ભાળો કજોડાથી.

વળી કમજોર અંધાં આંખથી લુલાં પગે હાથે;
નહી જોવાં ગમે એવાં, નિપજશે એ કજોડાથી.

રસી જેવા પગો હાથો, ભરેલું પેટ મોટું છે;
ગરે છે લાળ મુખેથી, ખરેખર એ કજોડાથી.

રમતમાં એ રહે બાઝી, નહીં ઝાઝી કરે મહેનત;
બને પાજી નહીં રાજી, કદીએ રે' કજોડાથી.
અતિ પતરાજમાં પૂરાં, નહિ એ લાજ ધરવાનાં;
કલહ કરવા વળી શૂરાં, નિવડશે એ કજોડાથી.
લડીને એ પરસ્પર પ્રેમ શું સાચો કદી રાખે;
નઠારી ગાળ દેવાની, રહે આદત કજોડાથી.

નહીં માતા અને પીતા, તથા ધાતા વિધાતાને;
ગણે, અજ્ઞાનના સરદાર, અને છે એ કુજોડાથી.

વડીલો કે ગુરૂને ના જરા ગણુકારતા દેખો;
અરે ધિક્કાર! ઇશ્વરને, નહિ ભજતાં કુજોડાથી.

સદા લુચ્ચાઈ ને દાંગાઇમાં, રહેતાં મચેલાં તે;
વળી જુઠું વદી પાપો, કરે છે એ કુજોડાથી.

નહીં એ નમ્રતા જાણે, વદે વચનો અહંકારી;
ખરેખર ખેદ થાયે છે, વિલોકી એ કુજોડાથી.

## વૃદ્ધલગ્ન.

(દોહરો.)

બાળ લગ્નમાં કષ્ટ છે, વિધ વિધ જાતિ અપાર;
માટે સુજ્ઞો ચેતજો, ચેતાવું આ વાર.

લગન રૂઢી બીજી ઘણી, છે વળી હાનીકાર;
તેનો પણ અંતે કરૂં, હવે પછી વિસ્તાર.

નાર વર્ષ દ્વાદશ તણી, વરે વૃદ્ધને એક;
યુગ્મ અયોગ્ય દીસે ખરૂં, રહ્યો જરા ન વિવેક.

વૃદ્ધ તણી કાયા થઈ, ક્ષીણુ જીવ અકળાય;
એક દિવસમાં દ્રી સમય, અજીર્ણ ઉલટી થાય.

લકવે શરીર ધ્રુજશે, ચર્ણ ઠરે નહિ ઠામ;
એ નર વરઘોડે ચડે, હસશે આખું ગામ.

દાંત મળે નહિ મુખમાં, શીર્ષે શ્યામ ન કેશ;
ત્વચા કરચલીમાં વળી, જોવા જેવો વેશ.

હાડપીંજરૂં અંગ છે, શોણીત તો ન લગાર;
એના જાનૈયા બને, તેને છે ધિક્કાર.

સ્મશાનમાં લઈ જાય તો, શોભત તેનો વેશ;
પણ આ તો ઉલટું થયું, શોભા રહી ન લેશ.

ચાર શ્રીફળનું કામ ત્યાં, એક થકી શું થાય;
એને વિવાહ ના કહો, મર્ણ ક્રીયા કહેવાય.

એક તણી ક્રીયા નહિ, એની ગણજો ભાઇ;
કન્યાની સાથે થઇ, ગણુશો નહિ નવાઈ.

કારણ વર મરતાં પછી, કન્યાને છે કષ્ટ;
બને યોગિની બાવરી, લોક કહે છે ભ્રષ્ટ.

દુ:ખના ડુંગર આવશે, એક ઉપર ત્રણ ચાર;
વિધવાના વિવાહમાં, કરશું તે વિસ્તાર.

વૃદ્ધ નાર પરણી જઈ, શું ભોગવશે સુખ?
નારીને ને તેહને, ઉલટું પડશે દુ:ખ.

ભર યૌવનમાં આવશે, જ્યારે સુંદર નાર;
ડોસો ત્યાગીને જશે, પોતાનો સંસાર.

મીયાં કબરને જોગ તો, બીબી થઇ ઘર જોગ;
એ કહેવત સાચી ઠરે, મળે ખરો સંજોગ.

માટે મીત્રો માહરા, જો ચાહો નિજ હીત;
બાળલગ્ન ત્યાગી ગ્રહો, પ્રૌઢ લગનની રીત.

વૃદ્ધ બાળકી પરણુશે, તો કરશે બહુ દ્વેષ;
કારણ ભજવાશે નહીં, પતિ તણો જે વેશ.

યુવતી યૌવન રંગમાં, બની રહી ચકચૂર;
ભાળીને બળશે ખરો, ભોગવશે નહિ પુર.

ગાત્ર બધાં ઢીલાં થયાં, જોમ રહ્યું નહિ લેશ;
આંખે તો સુઝે નહીં, કરશે શું ઉજેશ?

કર પદ ધ્રૂજે બાપડા, લાકડી ટેકણુહાર;
એવા પતિને જોઇને, મનમાં બળશે નાર.

બેસે ત્યાંથી ઉઠવા, માટે મન નવ થાય;
ભોજન કરતી વખત પણુ, પાશેર અન્ન ન ખાય.

( ઇંદ્રવિજય )

પાંખ તણો ઉપયોગ કરી, વળી ઝાંખી બનાવી હશે શુદ્ધ શાની?
કર્ણ થકી સુણી આપ બધીર, બન્યો શીખને ગુણુકારી ન માની;
મૂખ થકી નહિ રામ ભજ્યો, બની નાર તણો નર એ દીલજાની;
સર્વ વિભોગ કરી પરવારી, ગયો હવે આવી છે મોત નિશાની.

( દોહરા. )

આવા પતિને નિરખતાં, શેર રક્ત સુકાય;
મહીને કે વર્ષે નકી, પડશે એની કાય.

એવી બીકે બાપડી, યુવતી મન મુંઝાય;
અરે ઇશ્વરા વાત એ, કોને કહેવા જાય ?

હૃદયે અંગારા બળે, પળ પળ લાગે બીક,
હેવાતન સંભાળવા, સંભાળે ઇશ નીત્ય.

નૈસર્ગિક પ્રેમે કરી, હૃદય રોજ ચીરાય,
પણ ઔષધી ના મળે, તેથી કેમ રહેવાય.

કંકણના ઝણકારથી, ચેતાવે પતિ રાય,
પણ ડોસાની બાપડી, નિદ્રા ખોટી થાય.

ઘડપણમાં ચાહે બધા, શાંતિ ને આરામ,
ત્યારે પ્રવૃત્તિ મધે, પડવાનું શું કામ ?

નિજ હસ્તે લીધું હરી, પોતાનું જે સુખ,
તે માટે પસ્તાઇને, લાગે મનમાં દુઃખ;

પુષ્પ પ્રફુલ્લ વિલોકીને, ભ્રમર કરે ગુંજાર,
સ્વામી દેખીને બળે, અંતર માંહી અપાર.

યૌવનમદમાં આવતી, કળીને નવ ચુંટાય.
કાં તો કરમાઇ જશે, કાં તો તે લુટાય.

સ્વામી જો ઉદ્યાનની, રાખે નહિ સંભાળ,
માળી સુંદર પુષ્પનો, બનશે ભોગવનાર.

માળીની સંભાળથી, જો પડશે તે દૂર,
તો નર કો વરણાગીઓ, ભોગવશે ભરપુર.

એ રીત કુસુમ તણી અતી, ખરાબ સ્થીતી થાય,
સ્વામી બળવંતા મળે, પર હસ્તે નવ જાય.

નરનારીમાં ધારજો, એ રીત તણો પ્રચાર,
સુજ્ઞ નરોને સમજતાં, શી લાગે છે વાર ?
વૃદ્ધ કાન્ત મળવા થકી, કાન્તા રોઇ અપાર,
પ્રભુ પ્રત્યે દુઃખથી કરે, નિમ્ન લિખીત ઉચ્ચાર.

## વૃદ્ધવિવાહીત યુવતિનો બળાપો.

( ગઝલ. )

પ્રભુ મેં શું કીધાં પાપો, તમે મુજને દીધા તાપો;
બળાપો બહુ કરી થાકી, રહ્યું ના દુઃખ હવે બાકી.

સહું સંતાપ હું નારી, દશા સૌથી થઇ ન્યારી;
સહી સાહેલીઓ મળશે, કટાક્ષે મશ્કરી કરશે.

"ભલી સ્વામી મળ્યો સારો, ભવાબ્ધિમાં ખરો ત્હારો";
કહી કહીને ખીજવશે એ, વળી દિન રાત પજવશે એ.

હવે જાઉં ત્યજીને ક્યાં, સદા રહેવું પતિને ત્યાં;
રતિમાં સુખ ના ભાળું, દિવસ એ રીત કયમ ગાળું?

પડું અગ્નિ મહીં જઇને, ફરૂં છું યોગિની થઇને;
કરૂં ગૃહકાર્યને રૂડાં, તદા ત્હોમત મળે કુડાં.

અરે, ઇજ્જત ગઇ મારી, ન સ્વામીએ કહી સારી;
ન બોલાવી રૂડે મુખે, હવે કંટાળી છું દુઃખે.

પ્રભુ તું મારી વ્હારે ધા, જગતથી તો બચાવી જા;
કરી નીંદા પુરૂષ નારી, સતી છું હું તદા મારી.

ન આવેશે પતી ભેટી, વ ચુંબન લ્હાવ હું લેતી;
અરે આ ભાગ્ય શું મારૂં, કરે રૂઠી કરમ કાળું.

પતી પ્રતિદીન સુકાતા, વ નિર્બળ અંગમાં થાતા;
અરજ સુણો અમારી આ, ધરો ચિત્તે પ્રભુ પીતા.

### (પોતાની સખીને સંબોધીને કહે છે.)

( લાવણ્યમયી. )

"જે નરનારી નિજ પુત્રી વૃદ્ધને આપે,
તે પાપી અંતે સ્થાન નર્કમાં સ્થાપે;
હે બ્હેની, દુઃખનો પાર રહ્યો નહિ મ્હારે,
હું કહીશ તે વિસ્તાર, કામ છે ત્હારે.

હા! સ્વપ્ન સૌખ્યનું બ્હેના આવિયું આજે,
તે અલ્પ સુખ તો ગયું ત્યજી વિણુ લાજે;

હું ઝબકી ઉઠી તુર્ત વિલોકું ભાવે,
યદિ કરૂં અતીશે પ્રયત્ન, નજર નહિ આવે.

જો મળત પતિ યુવાન કષ્ટ તો ન્હોતું,
પણ વૃદ્ધ સમીપમાં પડે ઠહાપણ ખોટું;
આ એવાં છે બહુ દુઃખ સુખ નવ માણું,
મુજ હૃદય-વ્યથા તે હુંજ અંતરે જાણું".

( દોહરા. )

મૃગનયની અતી સુંદરી, પડી વૃદ્ધને હસ્ત,
આર્યાવૃતમાં ભોગવે, તન મનથી બહુ કષ્ટ.

ગુલાબ જેવું મુખ તે, થાય દુઃખે નિસ્તેજ,
ગૌરવર્ણ તે શ્યામ થઈ, હિમ્મત રહે ન રહેજ

કદી બાળકો થાય તો, શૌર્ય વીર્ય તે હીણ,
કુક્ષી રત્નોની બને, દાવાનળની ખીણ.

અશ્રુ અક્ષીથી વહે, નારીને ચોધાર,
ઉષ્ણ વારિ લાવે સદા, નાશ તણો ભય ભાર.

થાય પ્રભુ કોપીત વળી, ઉલટે છે ત્રીતાપ,
તે નરને બાંધી લઇ, અતિશે દે સંતાપ.

( શિખરિણી. )

ધિકારે છે લોકો, પ્રતિદીન તને સત્ય મનમાં;
અને આધી વ્યાધી, જરૂર તવ આવેજ તનમાં;
કરે કાર્યો એવાં, તન મન મચાવી જગતમાં;
નહીં શું તે જાણે, ગમન કરવું તત્ર પળમાં?

નથી રે'વું આંહી, નરવર પીછાણો જગ પ્રભુ;
જવું ચાલી તારે, જગતથી ત્યજીને વિત બધું;
દીધી પુત્રી ત્યારે વૃધ નરની સાથે લગનજ કરે;
અરે યારો નક્કી, ધિક્ ધિકજ દુનિયા ઉચ્ચરે.

ન દેખે શું અશ્રુ, નયનથી વહે રાત્રિ દિન જે;
બીચારી બાળાનું મન વ્યથીત રે' ભારી દુઃખે;
પિતા! ત્હારા દોષો, પ્રભુ વિસરશે કેમ કરીને?
યદી તું કન્યાનું, અધમ નરા લે સુખ હરીને.

કદી કોટી'પાયો, મથન ભવનો અબ્ધિ તરવા.
કરે કિંતુ ફાવે, નહીં પુરૂષ નારી ન અથવા;
કહું વારી વારી, પુનરપી કહું લક્ષ ગણીને;
પિતા માતા સુણો, કથન કવિતા લક્ષ દઇને.

નહીં પુત્રી આપો, જળ લઇ અતી વૃદ્ધ કરમાં;
ભલે મોટી થઇને, યદી વસા રહે નીજ ઘરમાં;
વયે આવી કન્યા, અરપણ કરો કો યુવકને;
પ્રભુ રાજી થાશે, વળી પુણ્ય મળે ધન્ય તમને.

## વિધવા-વિવાહ.

( કુંડળીઓ. )

ડાહ્યા વિદ્વાનો ઘણા, મત મતમાં છે ભિન્ન,
માટે જુદા જે પડે, તે તો થાશે ખિન્ન;
તે તો થાશે ખિન્ન, ક્ષણભર મૂખ મરડશે,
સુણી વિધવા-વિવાહ, હોઠ નીજ આપ કરડશે;
પણ જે મળતા હોય, થાય ખુશી કવિરાયા,
તુલના કરશે જેહ, હશે નર ડાહ્યા ડાહ્યા.

ઘણા કહે સૌ વીધવા, તણા કરો વિવાહ,
સૌ ઠેકાણે પાડવી, સૌનો લેવો ચાહ;
સૌનો લેવો ચાહ, દાહ કોને નવ દેવો,
નહીં કરવો વિવાહ, કોઇનો મત છે એવો;
વળિ કોઈને ગમે, લગ્ન બાળ-વિધવા તણાં,
હીંદુના સંસારમાં, મત છે એવા ઘણા.

( દોહરા. )

એ ત્રણ મત છે જૂજવા, સૌનો જુદો સાર;
પણ ત્રીજો સ્વીકારવા, યોગ્ય ઠરે આ વાર.

કારણ સઉ વિધવા કદી, માંડે નિજ સંસાર;
તો પશુવૃત્તિને મળે, ઉત્તેજન નિરધાર.

વૃદ્ધા પણ લગ્નો કરે, વધે કર્મ નિકૃષ્ટ;
ઉચ હોય તે નીચ થઈ, થાય નહિ ઉત્કૃષ્ટ.

પચીશ વર્ષ થયા પછી, જે જે વિધવા થાય;
તે જો વરવા નીકળે, સૌથી નીચ ગણાય.

પુત્ર હોય જો પારણે, સઘળી વાતે સુખ;
તે જો વરવા નીકળે, લજવે માતા કુખ.

પ્હેલો મત આ રીતથી, નથી લાગતો ઠીક;
બીજામાં પણ છે ઘણી, મોટી મોટી બીક.

દુર્ભાગ્યે આ વિશ્વમાં, જે નારી રંડાય;
તે સર્વે રંડા રહે, તો ઉત્પત્તિ ન થાય.

કુદરતના કાનૂનથી, ચાલે આખું જગત;
શે તેની વિમૂખતા, પામે રંડા ફક્ત.

શું અવયવ તેના બન્યા, અન્ય જનોથી ભિન્ન;
અથવા તેની લાગણી, બની ગઈ શું શુન્ય?

શું નથી ખાવા માગતી, રંડાયેલી નાર?
અથવા રક્ત લઇ ગયો, તેનો મૃત ભર્તાર?

અશક્ય આ બનવું બધું, તેથી ઉપજે પ્રેમ;
તે ભોગવતાં ભામિની, રહે ન કુશળ ક્ષેમ.

હત્યા કરશે બાળની, અથવા અધુરે ત્યાગ;
નહિતર નાસી જો જશે, કુળને લાગે ડાઘ.

ઉચ્ચ નીચ સમજે નહી, ગણે ન કૂલાચાર;
ધિક્ક ધિક્ક એ જીન્દગી, શું નીકળશે સાર?

એથી બ્હેતર એજ છે, જેને ઘટતું હોય;
તેને વરવા વિશ્વમાં, અટકાવો નહિ કોય.

હદ બાંધો ઉમ્મર તણી, ઘટતી રાખો છુટ;
તો કહેવાશો વિશ્વમાં, ખરા આર્યના સૂત.

સાદી બુદ્ધિ શીખવે, એવું કરવું કામ;
પરમારથમાં કોઇએ, નહિ છોડવી હામ.

જો રંડાએ બાળકી, તો કરવો વિચાર;
સારો વર શોધી કરી, પરણાવો નિરધાર.

પ્રૌઢ તણા વિવાહની, નથીજ આ તકરાર;
સમજુ સમજે છે બધા, શંકા નહીં લગાર.

બાળા, જે નિર્દોષ છે, દુર્ભાગ્યે રંડાય,
તો શું કો કાળે અરે! તેનો વાંક ગણાય?
શા કારણ દુભાવવી, આખો ભવ તે નાર,
શું દુભાવ્યાથી આખરે, નીકળશે કંઇ સાર?
દુનિયાના સૌ લોકમાં, એવો છે આચાર,
એક મરે કે નારને, બીજો નર તૈયાર.
પણ હીંદુની જ્ઞાતમાં. ઉંચી નાત કે'વાય,
બીજી વાર વરે નહિ, નારી જો રંડાય.
નર વરવાને નીકળે, કદી પાંચસો વાર,
તેને આખી જ્ઞાતમાં, કોઇ નહીં પુછનાર.
કહો રાખવો ભેદ આ, તે છે સારૂં કામ?
એ અન્યાયે વિશ્વમાં, હીંદુ છે બદનામ.
દુઃખ જાણો વિધવા તણાં, સારો અનુભવ થાય;
પછી કાયદા બાંધવા, ઉતાવળા નર ધાય.
ત્યાં સુધી નિષ્ફળ જશે, ભાષા ભાષણકાર;
કાર્ય અનુભવમાં મુકો, તરત સમજ પડનાર.
રોજ દેખીએ આપણે, વિધવાનાં સૌ દુઃખ;
તદપિ તેમાં માનીએ, અવળી રીતે સુખ.
નસીબ દેવી પાંગળી, તેને દઇએ દોષ;
ઉધમ તો કરતા નથી, એજ અરે અફસોસ.
ધારા બાંધ્યા રૂષીએ, નીજ મતિ અનુસાર;
તેમાં તો કરતા નથી, સમય મુજબ ફેરફાર,
અંધાધુંધી હિંદુમાં, વ્યાપી ચારે મેર;
ગરીબ જાતીમાં અરે, વર્તાયો છે કેર.
રંક જાત છે નારની, તેને કષ્ટ અપાર;
સબળ જાતને સુખ છે, એ સુખને ધિક્કાર.
વ્હારે ચડવું રંકની, એજ ખરો પરમાર્થ;
સ્વાર્થીઓ સઘળે વસી, સારે છે નિજ સ્વાર્થ.
પુરૂષને માટે નથી, અરે એક પ્રતિબંધ;
અબળાને ચોમેરથી, બાંધ્યા સો સો બંધ.

સબળ ચોરને મૂકિયા, છૂટા ફાવે તેમ;
નિર્બળને બાંધી લીધાં, ખરી બ્હાદુરી કેમ?

વાહ! ભાઈ બ્હાદુર ખરા, કેમ ના કહેવાય?
શીઆળવાં બાંધ્યાં અને, વાઘ છૂટા રહી જાય!

આ તો હદ અક્કલ તણી, વધુ કહ્યે શું થાય?
અરે ચેતજો બાંધવો, રસાતાળ ભૂ જાય.

દિન દિન ઉંચી ન્યાતીમાં, વસતી ઓછી થાય;
તેનું કારણ આજ રે, આજ મને સમજાય.

ઉચું લોહી આર્યનું, દિન દિન થાય વિનષ્ઠ;
ઇતર લોક હાંસી કરે, ડામ ઘણા દે સ્પષ્ટ.

તે દુઃખને જો ટાળવા, ઇચ્છા કરતા હોય;
બાળ રાંડને વીધવા, રાખો નહિ જન કોય.

તેથી આબાદી થશે, મળશે આશીર્વાદ;
ટળશે શરમ ધરમ થશે, દુઃખ થાશે બરબાદ.

ખીલશે હિંદુ બાગ તો, આપણ રમશું સાથ;
હર્ષ વધારી પ્રેમથી, દેશું લેશું હાથ.

પુષ્પ ખીલેલાં દેખીને, માણીશું બહુ મોજ;
આનંદે ફરશું બધા, સંગે મળીને રોજ.

એવો દીવસ આવતાં, ફુલડે પુરૂં ચોક;
સુખે માનું સર્વદા, સાચા હીંદુ લોક.

( સવૈયા–બત્રીસા )

કહેતો નથી કે પ્રૌઢ બનેલી, સહુ વિધવાને તમે પરણાવો,
કહેતો નથી કે બુઢી બનેલીજ, રાંડની શાદીનો સાજ સજાવો;
કહેતો નથી નરનાર તણા, પુર્ણ ભિન્નતા વાસ વસાવો,
એજ કહું નિર્દોષ રહેલ, સુ–બાળકીનું દીલડું હરખાવો.

કહેતો નથી ધર્મ શર્મ તજીને, અધર્મનો પાયો તમેજ રચાવો;
કહેતો નથી વિનય તજાવીને, લોકને મૂર્ખપણાંથી મચાવો;
કહેતો નથી ઉછરેલ બની પછી, શત્રુએને નિશદીન હસાવો,
એજ કહું નિર્દોષ રહેલ, સુ–બાળકીનું દીલડું હરખાવો.

કહેતો નથી કુધરેલ હુંઠી વળી, માંકડા લાકડાં એ વળગાવો,
કહેતો નથી કે કજોડું બનાવી, પછી પરણાવીને તાલી બજાવો;
કહેતો નથી દ્રવ્ય ખાઇ ઘણું, નિજ પુત્રી ફરી ફરીથી પરણાવો,
એજ કહું સુધરેલ નરો! નરનાર તણી શુભ જોડ બનાવો.

( સોરઠા. )

પ્રેમે પુનર્વિવાહ, બાળ રાંડનો નરો કરો;
લઇને સૌનો ચાહ, ભાગ્યાં તેનાં ઘર કરો.

## મહિલા શિક્ષણ.

( ઝુલણા. )

આજ આ દેશમાં લોક એવું વદે, "સ્ત્રી ભણે તોજ તે જાય વંઠી,"
અભણ નારી રહે તોજ સારી રહે, એજ ભારી રહે ગુણવંતી;
શું ભણીને કરે નાર જગમાં અરે, જો ભણે ખાંડણ કોણ ખાંડે,
રાંધવા બેસતાં લાજ લાગે એને, સ્વામીનું ઘર ભલા કોણ માંડે?

રોટલા ટીપવા નારીને છે ઘડી, ઇશ્વરે એટલું લોક જાણે,
કામ કરવું અને જન્મ દેવો પછી, એ વિના સર્વ તે ફોક જાણે;
હાય! અફસોસ આ શોષ કંઠે પડ્યો, જ્ઞાનની કેવી આ શત્રુતા છે?
સમજ રાખે નહીં સૌખ્ય ચાખે નહીં, દેશની સાથ શી મીત્રતા છે?

નીરવર્ણો જુઓ, આપ સંદે' ખુઓ, વિવીધ પેરે ખરાં સૂખ ભાળે,
પર્ણકુટી અને મ્હેલમાં ભેદ શો? તે જુઓ આપની હામ ચાલે;
ક્યાં અરે રંક ને રાય તો ક્યાં રહ્યા, કેમ મૂકાબલો થાય કોથી?
સુધરેલા અને કુધરેલા જુઓ, ભઇ, જુઓ ખોલીને જ્ઞાન-પોથી.

નાર ભણવા થકી સુધરે છે નકી, વાત વીવેકની આપ જાણે,
પુસ્તકો વાંચશે, જ્ઞાનમાં રાચશે, ગર્થ પેદા કરી મોજ માણે;
કંથ-સેવા કરે, સંત-સેવા કરે, પંથ સારો ગ્રહે પૃથ્વી માંહે,
નિંદ્ય કૃત્યો તજે, ઇશને તે ભજે, સૌખ્ય કેરો સજે સાજ આંહે.

અભણ નારી અરે! રોજ નીંદા કરે, લોકની અન્ન ખાઇ ધણીનું,
ચાર સાથે મળે, વાત જુઠી કરે, કામ એ નારીઓ આપણીનું;
કાન્ત તો વકીલ ને અસીલના પક્ષમાં, લક્ષ દઇ ભાષણો નીત આપે,
તેની કાન્તા જુઓ મૂર્ખ-શીરોમણી, અભણ શું બોલવું માપ માપે?

જ્ઞાનની શુન્યતા વ્યાપ્ત છે અંતરે, ધ્યાન ચૂલા મહીં રોજ તેનું,
દેશ પરદેશની વાત જાણે નહી, જ્ઞાન ક્યાંથી અરે ઉન્નતીનું?
બાળ ઉછેરવાં કેમ તે શું કહે, જો કદી પૂછીએ પ્રશ્ન તેવો,
શરમ તે શું તજે મરમ શું જાણશે, ધર્મ અજ્ઞાનતા હાલ એવો.

ઢોંગી ધુતારવા, બાવટા, જોગટા, યુક્તિથી અભણ નારી ફસાવે,
ઢોંગ ઝાઝા કરી વ્હેમ હૃદયે ભરી, દ્રવ્ય હરવા અભણ પાસ ફાવે;
મનન કર, મનન કર, મનન કર, માનવી, મનન કર નાર વિદ્વાન વરવા,
મનન કર પંડિતા સ્ત્રી મળે તુજને, મનન કર આપણું દુઃખ હરવા.

( ભુજંગી. )

જુઓ અન્ય દેશો તણી ભામિનીને,
પછીથી જુઓ હિંદની કામિનીને;
હશે કોક વક્તા અને કોક તંત્રી,
વકીલો હશે કે વળી રાજ્ય મંત્રી.

અને હિંદમાં ધૂમરો ઠેઠ જાણો,
બધી ભામિની એ પ્રમાણે પ્રમાણો;
નથી કો હવે રે, શૂરી ક્ષત્રીઆણી,
નથી કો હવે રાણી કે પાટરાણી.

નથી બ્રાહ્મણી કે નથી વાણીઆણી,
અરે! ક્યાં ગઇ આગલી નાગરાણી?
મીરાંબાઈ સીતા સતી ક્યાં હવે છે,
ખરી આર્ય બાળા અરે! ક્યાં જડે છે?

ખરૂં તેજ તે તો ગયું હિંદમાંથી,
ખરેખાત એ વાત વિદ્યા વિનાથી;
યદી હોય વિદ્યા સહૂ લોક માંહે,
કદી દુઃખનો બોજ દેખો ન ત્યાંહે.

જહાં નાર વિદ્યા નહીં પાસ રાખે,
તહાં લોક સર્વે રહે સુખ પાખે;
જનેતા નહીં બાળને શીખવે જો,
કહો ક્યાં થકી બાળકો સુધરે તો?

ભણેલું ગણેલું ભુલી ઘેર જાશે,
અરે, હીંદનાં બાળ એવાંજ થાશે;

પછી શું કરે કાર્ય મોટાં થઇને?
કહો પાંગળાં શું કરે રે ધશાને?

ટકે ઘેર પાયોજ ચારો ચણાવો,
નીભે આબરૂ બાળ સારાં બનાવો;
પરંતુ નહીં માત વિદ્યા ભણેલી,
નહીં રીત જાણે નહીં સુધરેલી.

ન ભાષા તણું ભાન તેને રહેલું,
ભુલી જાય સાંજે સવારે કહેલું;
ન હીસાબ કીતાબની રીત જાણે,
વદે વેણુ ના શુદ્ધ તે કોઇ ટાણે.

કહો શી રીતે બાળ માતા ભણાવે,
ન વાંચી લખી કાંઈ પોતેજ જાણે;
અરે, દેશી બંધુ જરા તો વિચારો,
મહિલા–પ્રદેશે સુવિદ્યા વધારો.

( મનહર. )

ખેડ ખેડ કરે તન, મન, ધન દઇ દીન,
નિશ તાપ વેઠી નિજ ખેતીને સુધારવા;
લડાઇ લડે ને વળી ચડાઇ કરે છે રાય,
સગા ભાઇ પર નિજ અમલ પસારવા;
વેપારી વેપાર કરે, વળી નિજ ધંધા કરે,
જુઓ બધા જગ માંહે દ્રવ્યને વધારવા;
રત્ન કહે ગૃહ તણો, પ્રધાન જે નારી ગણો,
યત્ન કેમ નથી કરતા તેને સુધારવા?

એક દેશ તણાં બાળ હતાં વીવેકી ને વળી,
શરાં પૂરાં કળાવાન દ્રવ્યવાન સામટાં;
એક દેશ તણાં એવી અવળી મતીનાં જાણે,
રોગથી ભરેલ દુઃખરેલ ભોળાં ભામટાં;
બન્ને દેશમાંથી મુસાફરી કરી નર એક,
વિચાર કરે અનેક માતૃભૂમી આવતાં;
કારણ શું હશે ભિન્નતા તણું ઉભય વિષે,
મહિલા ભણાવે એક, બીજા ના ભણાવતા.

( ઇંદ્રવિજય. )

ઉચ્ચ બને યદિ એક પ્રજા, બીજી લાજ તજી નિજ નામ ડુબાવે;
વ્યાજ ભરે વળી એક પ્રજા, બીજી મ્હાજન થઈ નિત્ય વ્યાજ ભરાવે;
દાઝ ધરી ભલી એક પ્રજા, નિજ દેશ તણી, શુભ કાર્ય કરાવે;
બીજી સ્ત્રી-શિક્ષણ વીણ જુઓ, નિજ સ્પર્ધીઓને નિશદીન હસાવે,

જો મહિલા ઘરમાં કદી શિક્ષિત, હોય તદા નિજ બાળ સુધારે;
જો મહિલા ઘરમાં કદી શિક્ષિત, હોય તદા નિત સંપ વધારે;
સ્ત્રી ન ભણેલ હશે ઘરમાં, તવ તે નરનું બહુ મૂલ્ય ઘટાડે;
સાન ગ્રહે નહિ માન ગ્રહે નહિ, વાન વપુનું ન તેહ વધારે.

ખાય જુદું, વળી ગાય જુદું, યદિ સ્ત્રી ઘરમાં ન હશેજ ભણેલી;
વાદ વિવાદનો સ્વાદ ન જાણે, અરે નર ફોકટ તે પરણેલી;
હાય ન જાય વળી જીંદગી, નરની યદિ નાર મળે ન શીખેલી;
કોણ કહે શુભ વૃક્ષ યદી, થડમાં વળગે અતીશે કટુ વેલી?

અંજન અક્ષી તણું નહીં શોભે, ન નાર ભણે જગ માંહિ સુવિદ્યા;
મંજન દંત તણું નહિ શોભે, ન નાર ભણે જગ માંહિ સુવિદ્યા;
ભંજન ભીડ તણું ઝટ થાશે, જો નાર ભણે જગ માંહિ સુવિદ્યા;
સજ્જન માંહિ વિખ્યાતી થશે, યદિ નાર ભણે જગ માંહિ સુવિદ્યા.

સ્વચ્છ રહે ન અશિક્ષીત નાર, વરો અદકો ઘર માંહિ કરાવે,
ભોજન રાંધી ન જાણે બરાબર, કાચું કદી પતિને ખવરાવે;
પ્રેમ થકી નહીં પીરસતી કંઈ, સજ્જનને અન એ કયમ ભાવે;
કુવડ ફુવડ જે વિરહે નિજ, કાન્ત કદી ન હસે ન હસાવે.

પ્હેરી ન જાણે વ ઓઢી ન જાણે, નિરક્ષર નાર તણો ભવ એવો;
બોલી ન જાણે, બતાવી ન જાણે, સુખે ઘરમાં નર રે' ખર જેવો,
ભાઈ ભગિનીની સાથ વિવેક, ન એક અપિ રૂડી રીત બતાવે;
હાય! અરે અફસોસ નિરક્ષર નાર કદી ન સુ-નામ કહાવે.

વાથી વઢે, સસરાથી લડે, પતિ સાથ કરે વળી મોટી લડાઈ;
સાસુ ન છોડે નણંદ ન છોડે, ન છોડે કદી નિજ ભાભી ન ભાઈ;
ગામ વઢે, પરગામ વઢે, સહુ સાથ લડેજ ગણે ન સગાઈ;
નાર નિરક્ષર ભક્ષ કરે, ન યદિ મળશે જગ માંહિ લડાઇ.

## સત્સંગ.

### દોહરા.

સત્સંગથી શું શકય છે, સુણજો સજ્જન સાર,
નિર્બળ નજીવ પ્રાણીનો, સત્સંગે જયકાર.

કીડિ ચંદ્ર ચુંબન ચહે, અશકય અપરંપાર,
સદ્‌વસ્તુની સ્હાયથી, કામ થયું તત્કાળ.

પુષ્પ સુગંધી અતિ ઘણાં, શંકર અર્ચન યોગ્ય,
પિપીલિકા ત્યાં સંચરી, પ્રવેશ કરવા સોય.

સુમન શંકર ચઢાવિયાં, કીડિ શંકર કપાળ,
ચંદ્ર તણું ચુંબન થયું, પામી સુખ અપાર.

રા. પીતાંબરદાસ લવજીભાઈ, એડવોકેટ.

---

## દામનું અદ્‌ભુત કામ!!

### ( સવૈયા. )

દામ રામનું નામ ભુલાવે, કામ કરાવે કુડાં દામ,
દામ દેશ પરદેશ વસાવે, ઘાડો સ્નેહ તજાવે દામ;
દામ સલામ કરાવે નીચને, ઝાઝું જુઠ વદાવે દામ,
દામ ફામ ભુલાવે સઘળી, સઘળી ગમ બાળે દિલ દામ.

દામ મિત્રને શત્રુ બનાવે, શત્રુને મિત્ર બનાવે દામ,
દામ હામ હૈયામાં લાવે, તેમજ હામ હરાવે દામ;
દામથી કામ કરે મોટાં જન, નિર્જન વન દીપાવે દામ,
દામ પાળ બાંધે પાણીમાં, દીનનું દળદર કાડે દામ.

દામ જામથી પ્રીત કરાવે, ચટપટ ચિત્ત ચળાવે દામ,
દામ દગો શાખવે સજ્જનને, મનને મસ્ત બનાવે દામ;
દામ હરાવે હામ કુહામે, પામે માન જો પાસે દામ,
દામથી નામનો ડંકો વાગે, લાગે સૌથી વા'લો દામ.

દામ દેવ સાચો દુનીઆનો, સુખ દુઃખનો દેનારો દામ,
દામથી પુત સપુત ગણાયે, શીલવૃત્ત નાશ કરાવે દામ;

દામ બચાવે ગુન્હેગારને, અજબ જાદુગર જોયો દામ,
દામ દેખી બાળક પણ રીઝે, ઝાઝાં લાડ લડાવે દામ.

દામ કરાવે કજીઓ જગમાં, નગમાં શે'ર વસાવે દામ,
દામથી દુનીઆ ડાહ્યો કે'શે, કહે દીવાનો જો નહિ દામ;
દામ જાન જોખમમાં નાખે, જુકતે જાન બચાવે દામ,
દામની ગરબડ જ્યાં દેખું ત્યાં, કરાવે કન્યાવિક્રય દામ.

દામ ભલાને ભ્રષ્ટ બનાવે, લાવે મિત્ર ઘણેરા દામ,
દામ મિત્રનું મોત કરાવે, પાપ અમાપ કરાવે દામ;
દામ હરામ કરાવે દષ્ટી, કુષ્ટી આખર આપે દામ,
દામ નકામ તજી **અભરામ** તું રામ રોક ભજ સાચો દામ.

**રા. અભરામ સુલતાન ઝણોરકર.**

---

## સુધારો હિન્દ માતાને.

( ગઝલ. )

અહો વીર પુત્ર દેવોના, ન ધારો હિન્દ નમાલું છે;
નિહાળો માં નમાલું તે, ગતીમાં તે નિરાળું છે.

હતું સર્વોપરી સૌમાં, અને થાશે હતું તેવું;
વગાડી હાક દેશે દેશ, હવે થાશે હતું તેવું.

હતા શ્રી રામ ને અર્જુન, પિતામહ ભિષ્મ કર્ણાદિ;
ધર્માચાર્ય, પાનુસુત, મુનિવર મ્હાન દ્રોણાદિ;

ધ્રુજાવી'તી ધરા સઘળી, બળી બાહુ પ્રતાપીએ,
ડુબેલો દેશ તારી દઇ, રીપુનાં શિર કાપીને.

હતી સીતા હતી તારા, દ્રુપદ કુલ સતીમાં વીર,
સંકટ શીર હતાં ઝાઝાં, તથાપિ ના તજી'તી ધીર.

ધર્માધ્યક્ષ દયાનંદે, અર્પ્યો પ્રાણ ધારી ધર્મ,
ફિરીટ વેદો બતાવીને, કીર્તીવંત કીધું છે કર્મ;

ઉઠો વીરો ઉઠો વીરો, બનો ના અંધ જુવાનિમાં,
હૃદયના દીન પાસે છે, કહાવો કેમ રાનીમાં.
બનો હીરા જનમ લઇને, શિલા થઇ ના કદિ રહીએ,
સુધારો હિન્દ માતાને, અતિશે શું હવે કહીએ.

રા. ચોથ્ર (વિલાસી.)

---

## વૈશ્ય સમાષ્ટક.

### (શિખરિણિ.)

પ્રિયે મારા વૈશ્યો, વણુજ કયમ કો' નીચ પડતો;
પ્રિયે મારા વૈશ્યો, વલભવર તો જાય ડરતો;
પ્રિયે મારા વૈશ્યો, ધન હિણુ ખરે જ ગજ કરો;
કહો લક્ષ્મી કોની? થઇ ગઇ, અરે રે ટળવળો.

દિપ્યાં પૂર્વે રાજ્યો, વણિક તન તો કાર્ય કરતા;
દિપ્યાં પૂર્વે રાજ્યો, પળ પણુ નહિ દૂર ફરતા;
દિપ્યાં પૂર્વે રાજ્યો, કિરત ધ્વજ તો સર્વ પ્રસરી;
કહો કોનાથી એ, અરર સર્વે તે જઈ મળી.

રમે પાસે લક્ષ્મી, નગર દીપતું સૌ તમ થકી;
રમે પાસે લક્ષ્મી, ગુણુ કથન ગાતાં સઉ નકી;
રમે પાસે લક્ષ્મી, વરમ વર કે'તા સઉ નરો;
કહો લક્ષ્મી કોની? થઇ ગઇ, અરે રે ટળવળો.

સુણ્યા હિન્ડી નાદો, કરણુ ઠરતા શબ્દ શ્રવણે;
સુણ્યા હિન્ડી નાદો, ખરર ખરતાં આંસુ નયને;
સુણ્યા હિન્ડી નાદો, સકળ જન આશા ધૂળ મળી;
કહો કોનાથી એ? અરર સરવે તે જઈ મળી.

ગયું લંકાનું તો, વણિક વિણુ રાજ્યાસન વળી;
અરે આર્યોની તો, વણિક વિણુ આશા ધૂળ મળી;
ખરે ભૂમીમાં તો, વણિક વિણુ સર્વે ઝગઝળું;
નથી શું ભૂમિમાં? વણિક બહુ રે'તા કયમ ખરૂં?

અરે રે સંધું છે, નવીન નવ ભાસેય નજરે;
અરે રે સંધું છે, ધર, નર, વીરો, એજ જ ખરે:
અરે રે સંધું છે, કળ, બળ, ધીરો, એજ મતના;
નથી શું ત્યારે તો? અકળ ગુણ ભારી પ્રભુ તણા.

નહીં સંપે જંપો, તદપિ નવ દેખું સુખ કશું;
નહીં પૈસે રંગો, તદપિ કયમ હું તો મુખ હસું;
નહીં ધર્મી કર્મી, તદપિ નવ થાયે મલકતું;
હતું, ના, હોયે તો, નહિ મન દિસે ફેર પડતું.

નહીં ધર્મી પૂરા, કૃપિ ગવરી રક્ષા નવ કરો;
નહીં શર્મે પૂરા, વણિક રીતીઓ તો પરહરો;
નહીં ભર્મે ભાથા, વચન મહીં તોએ લથડતા,
અરે એવા છીએ, નીચ વરણથી, શું ન ચઢતા?

દિપાવો સંસારે, સરસ રસ પૂરા ધરમના;
નસાડો જંગેથી, મુરખ જન નીચા કરમના;
નમાવો નીચોની, સકળ, જગના જે ખર નરો;
કરે હાંસી ધર્મે, ફટક, મુખો થાય નગણો.

ઉમંગે ફેલાવો, નિજ ધરમનાં શુદ્ધ મુળને;
જપાને જંપાવો, નવિન ફણગા ખાય ધૂળને;
દગીને દેખાડો, નિજ ધરમની સત્ય રીતીઓ;
સુધીને સુઝાડો, સકળ જગમાં શુદ્ધ લીટીઓ.

હવે કયાં વેપારો, નવિન નવ ભાસે તમ તણા;
હવે કયાં વેપારો, પર નર કરે તે બહુ મણા;
હવે કયાં વેપારો, પરવત તણી રેત મળતી;
હવે શું થાનારો? પર નર ધરા સંધું રળતી.

સમુદ્રે હંકારો, ઘર-કુકટ પેઠે નવ રહો;
સમુદ્રે હંકારો, નવિન ફળ સિદ્ધી સઉ ગ્રહો;
સમુદ્રે હંકારો, કરમ ગતિઓ પૂર્ણ ખીલવો;
થશે જે સર્વત્રે, હરદમ વળી ન્યાય ચલવો.

ભણાવો બાળોને, ઉનત ક્રમના સર્વ પથ તો,
ભણાવો બાળોને, નિતી ધરમનાં શુદ્ધ કથનો;

ખુબીને ખેલાવો, નવિન જન સર્વેય બગડે,
ઉમંગે ઉપાડો, કરમ ફૂટલા તેય બગડે.

ફરૂકે ચોપાસે વિજય-ધ્વજ તો આપજ તણી;
ફરૂકે ચોપાસે, નવલ જય આનંદજ મણી;
વણીકો ઓ વ્હાલા, જય જય કરો સર્વ જગમાં;
ગયું તે સૌ લાવો, ઝળકત રવિ જેમ નભમાં.

વદું શું આપોને, સ્થિતીય તમ જાણો સરૂ ખરે;
વદું શું આપોને, અધમ થઈ ચાલ્યો ભરત રે;
ઝંપાટે જાગો ને, ઈશ મહેર થાશે જરૂર રે;
વિનંતી લાવો ને, બરજ રણછોડા સકળ રે.

દા. રણછોડદાસ સાંકળચંદ મ્હેતા.

---

## ગુલાબ

### યા

### છોકરીને સાસરે વળાવતી માતાની મુઝવણ.

### ( હરિગીત. )

ફરતો હતો ઉધાનમાં, અવલોકતાં ગુલાબને,
દીઠું ટપકતું ચક્ષુ ડાળે, અશ્રુ રૂપી આબને;
આવી દયા ઉરે જઇ, સન્નિધમાં ઉભા રહી,
પુછ્યું કહે, શા કારણે રામા રડે, છાની રહી.

દેખી મને દર્શાવીયું, સુ બાલ રૂપે ધૈર્યથી,
આવી અહીં કોઇ લઈ ગયું, મમ કન્યકા શા વૈર્યથી?
મમ માવડી વસુધા તણા, સ્તનપાનથી મોટી થઇ,
પ્હોંચી વયે નવ પલ્લવે, શુભ પત્રથી શોભી રહી.

મુજ ભ્રાત કંટક સાથ રહી, દિન ગાળતી ઉલ્લાસમાં,
રક્ષણ કરે તે માહરૂં, સ્પર્શે નહિ કોઈ ત્રાસમાં;
વળી પુખ્ત વયમાં આવતાં, બેઠી મને કોમળ કળી,
શોભી રહી વર રૂપથી, જેમ નાગને માથે મણી.

રસ પાઈ ધારી હાથમાં બહુ, યત્નથી પોષણ કર્યું
અતિ ગુપ્ત એને રાખવા, શુભ બાહ્ય ઢાંકણ મેં ધર્યું;
પ્રતિદિન ખીલી જાય અંદર, થાય મોટી રૂપથી,
હું દીન આજે થઈ રહી, ભરપુર સુરભિ કુપથી.

અહિ જુવે નહિ કોઇ સામું, જાય પણ પાસે થઇ,
દેખે પછી જો મુજને સહુ, દોડી આવે દુરથી;
વામા વધારે માન ઝાઝું, પુત્રનાજ પ્રતાપથી,
ફળ બેસતાં વળી અન્ય વૃક્ષો, તેમ હું આ પુષ્પથી.

દ્રઢ રાખીયું ઢાંકણ અરે, પણ ફાડી તેને નીસરી,
વય આવતાં ધાર્યું કરે, સહુ બીક જગ રહે છે પરી;
પણ બાળકી છે માહરે, અભિમાન એ આવ્યું નહી,
જાણ્યું નહિ શું દુઃખ થાશે, બેટડી જાતાં વહી.

દિન આમ આનંદે રહી, ઉદ્યાનમાં હું મ્હાલતી,
વાયુ સબંધી આવતાં, કરી વાત સુખમાં હાલતી;
એક દિન આવ્યો કાળ, તેનો મુજથી જુદી કરી,
એ અંગુલિમાં ગ્રાહીને, તાણી અતિશય જોરથી.

બહુ દિનનાં હેતે ફરી, જાતાં મને વળગી રહી,
પણ દુષ્ટની એ તાણ આગળ મારૂં કંઈ ચાલ્યું નહિ;
મમ રંકનું એ રત્ન રૂડું, નષ્ટ આજે થઇ ગયું,
તે કારણે નીર ચક્ષુમાં, આ કષ્ટથી આવી રહ્યું.

થા શાન્ત સમજી શાણી, હો સુખી થશે તુજ બાળકી,
કોઈ દેવજનના હસ્તમાં, કે કંઠમાં થઈ લાડકી;
તુજ સાથ નિત્ય રહી, ઝુરીને દુઃખી થઈ નીચે પડે,
સઉ ગાત્ર તારાં ચર્ણ પાસે, દેખતાં તુજને નડે.

દુહિતા દીસે રળીયામણી, શ્વશ્રુ ગૃહે નીવાસથી,
માતંગ શોભે ઝુલતો, દરબારમાં વીલાસથી;
જે વસ્તુની છે જે સ્થીતિ, તે તે સ્થીતિમાં શોભતી,
મિથ્યા મુકી દઇ શોક તું, આનંદમાં કરજે ગતી.

**રા. લીલાધર જોઈતારામ.**

---

## સાત વાર.

(રાગ–આવો ને નંદલાલ રમવા આવો ને રે.)

સાચી કહું છું વાત, સાંભળ બેની તું મારી;
હીત કરનાર સદાય કેમ મુકો તે વિસારી.

**સોમે** સખી સંપ તણું સુખ લઇએ,
કડણ વચન કોઇને નવ કહીએ;
દીનને દાનજ દઇએ, **સાંભળ બેની તું મારી.**

**મંગળે** પ્રાણપતિ ઉર ધારો,
પર નરને ભાઈ બાપજ ધારો;
સ્વર્ગ સુખ નકી તેથી ભાળો. સાંભળ૦

**બુધે** વળી બુદ્ધિવંતાં રે થાજો,
પ્રેમ તણું સહુને પાન પાજો;
દુ:ખીયાની વ્હારે ધાજો. સાંભળ૦

**ગુરૂએ** ગુણિયલ બાળ બનાવો,
જુઠી વાતો હૃદયે ના મનાવો;
જ્ઞાનમાં ખુબ ડુબાવો. સાંભળ૦

**શુક્રે** પતિવ્રત્ત પ્રેમથી પાળો,
સ્વામિનું ઘર ધરી સ્નેહ સંભાળો;
ભરથારનું સુખ ભાળો. સાંભળ૦

**શનીએ** સાર ગ્રહણ કર સારો,
વારંવાર મળે નહીં વારો;
સત્ય સાચવો એ સુધારો. સાંભળ૦

**રવીએ** રટણ કરો પ્રેમે પતિનું,
વર્તન રાખો સદાય સતીનું;
એ છે સાધન શુભ ગતીનું. સાંભળ.

**સાત વારનો** સાર વિચારો,
ડુબતા દેશને બેનોજ તારો;
**દેવી** કહે છે ખરો એ સુધારો. સાંભળ૦

**સૌ. દેવકુંવર કનૈયાલાલ કોઠારી.**

---

## સ્ત્રી કર્તવ્ય.

### ગરબી.

બેનો બાળપણામાં ભણવું ગણવું પ્રિતથી રે,
બેનો ઘરકામ ધંધો શીખવો રૂડી રીતથી રે;
બેનો માત પિતાની સેવા પ્રતિમા પાળીએ રે,
બેનો રમતાં જમતાં ભાંડુઓ નવ ટાળીએ રે.
બેનો સાસુ સસરા માત પિતા સમ લેખવાં રે,
બેનો પ્રાણપતિને પ્રભુ પ્રમાણે પેખવા રે;
બેનો પરોઢીઆમાં પતિની પહેલાં ઉઠવું રે,
બેનો ઘરનાં સાથે લડી વડી નહિ રૂઠવું રે.
બેનો સ્વામિ-સગાંને સુ-નજરે નીહાળવાં રે,
બેનો પતિપ્રિતી મેળવવા દુર્ગુણ ટાળવા રે;
બેનો સદગુણમાંએ સારો ગુણ તો એજ છે રે;
બેનો કીમતી કાયાનું માનો એ તેજ છે રે;
બેનો હમેશાં રહેવું મીઠા નિજ વાણીએ રે,
સૂર્યસુતા કહે આગરૂ એમાં જાણીએ રે.

સ્વ૦ અ૦ સો૦ પ્રસન્ન.

---

## સ્ત્રીએ સાસરે જઇને કેમ વર્તવું?

( રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. )

**સર્વે બેનો સાસરે તમે જાજો રે;**
માતા પીતાની આજ્ઞા લેજો...... સર્વે બેનો૦
સસરા જેઠ જમાડી જમીએ રે; નણંદ દેરનાં હસેલાં ખમીએ રે;
સર્વે સંપીને જોડે રમીએ....... સર્વે બેનો૦
પોતાની કુટેવ સુધારી રે; સસરા બાપની લાજ વધારી રે;
બેનો પામો પ્રિતી કીર્તિ સારી....... સર્વે બેનો૦
પોતે મોઢે કાંઈ ન કહીએ રે, પ્રાણ પતિની ભકિતમાં રહીએ રે;
કદી તીરસ્કાર ન કરીએ.... સર્વે બેનો૦

બીજા પાસે દુઃખ નવ રડીએ રે, દ્રવ્ય દેખી જરા નવ ચડીએ રે;
સાસુ જેઠાણી પાયે પડીએ....... સર્વે બેનો૦

વસ્ત્ર પહેર્યાં વિના નવ જાવું રે; સાસુ નણંદ આગળ શરમાવું રે;
પર ઘેર ઘણું નવ જાવું....... સર્વે બેનો૦

આછાં વસ્ત્ર પહેરી નવ ફરીએ રે; ખોટું વેણ કદી ન ઉચરીએ રે;
ઘરકામ બધુંએ કરીએ ....... સર્વે બેનો૦

બહુ હસવાની ટેવ ન રાખો રે; નોકર ચાકરની દયા રાખો રે;
કદી તીરસ્કાર ન ભાખો......... સર્વે બેનો૦

પતિ-ધર્મ તમે સહુ પાળો રે; ભણી ગણીને દુઃખ બધાં ટાળો રે;
સુખ સંપમાં દિવસ ગાળો......... સર્વે બેનો૦

સર્વે વડીલોની ભક્તિમાં રહેવું રે; કદિ એને ન કાંઇ કહેવું રે;
દુઃખ પડે તે ધીરજે સહેવું....... સર્વે બેનો૦

નિજ પતિને સદા સંતોષો રે; ભાર બોજ તમારો ન ખોશો રે;
નહિ તો ખોબે આંસુએ રોશો...... સર્વે બેનો૦

ખુલે માથે કદી નવ ચાલો રે; કદી કલેશ ન કરવો હાલો રે;
મોટું મન રાખી તમે મા'લો....... સર્વે બેનો૦

કદી વાસણ પગથી ન ઠેલો રે; સંભાળી તે કોરે મેલો રે;
ચાકર સંગ ન કરવી ગેલો....... સર્વે બેનો૦

નિજ ધર્મ કર્મ સદા કરવું રે; ધીમે ધીમે નમ્રતાથી ફરવું રે;
દાન દયાથી સર્વદા કરવું....... સર્વે બેનો૦

"જી,જી" કહીને મોટાને બોલાવો રે; નીચું જોઇને સર્વદા ચાલો રે;
શિયળ સાડી સજી તમે મા'લો...... સર્વે બેનો૦

નીતિ.

## શિયળવૃત્ત.

( રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. )

**શિયળવૃત્ત સાચવો સારી રીતે રે;**
હું તો કહું છું ખરેખર પ્રીતે....... શિયળવૃત્ત૦

પતિને પરમેશ્વર જાણો રે, તેની સાથે તે રોષ ન આણો રે;
જો હોય રંક કદાપિ કે રાણો...... શિયળવૃત્ત૦

પતિ પરદેશ જાયે જ્યારે રે, આભૂષણ નહિ ધારો ત્યારે રે;
પર પુરૂષ ભાળે ન ક્યારે........ શિયળવૃત્ત૦

સીતા દમયંતિ એઉ નારી રે; વૃત્ત સાચવી થઈ બહુ સારી રે;
તે તો ચાલી ન ચાલ નઠારી......... શિયળવૃત્ત૦

તેને ભોળવવા કેરી માંડી રે; તેને વન વગડામાં બેસાડી રે;
વૃત સાચવ્યું દુષ્ટને છાંડી...... શિયળવૃત્ત૦

માટે બ્હેનો શિયળવૃત્ત ધરીએ રે; સિંહ થઇ ઘાસ નવ ચરીએ રે;
ભલે જીવીએ કે કદી મરીએ........ શિયળવૃત્ત૦

**રવ૦ આ૦ સો૦ પ્રસન્ન.**

× × × × ×

**( પંથી પરદેશી ચિત સોંપી હું આ ચા...લી. )**

**એની સુંદર શીલવૃત ધાર શરીર શોભા....ય છે;**
એ વિણ ભૂષણ સર્વે ભાર રૂપે સમજા........ય છે; એની૦

**(સાખી)** શીલ આભૂષણ શ્રેષ્ઠ છે, આ સૃષ્ટિ સમુદાય;
ધરો હૈયે હરખાઇને, શોભા કહી ન જાય.
એની શોભા આગળ કુન્દન પણ શરમા.....ય છે; એની૦

શીલ વિણ ભૂષણ સર્વ છે, ભાર અને ભયરૂપ;
અસત્ય હું નવ ઉચરૂં, નથી નથી એહ અનુપ;
ભુલી શીલવૃત્ત તે તો નર્કનિવાસી થા.....ય છે; એની૦

રૂપ ગુણમાં રંભા સમી, વદવે વાણી ચતુર;
પણ દુષ્કર્મે દોડતી, ધીક્ ધીક્ તેનું પુર.
આવા જીવતર માંહે ધૂળ પડી પરખા.........ય છે; એની૦

હોય કાળી ને કુબડી, ભારે ભોળી નાર;
પણ પતિને સંભાળતી સ્નેહે સાંજ સવાર.
તે તો વિશેષ બેની વિશ્વ વિષે વખણાય છે;...... બેની૦

શીલવૃત સાચું રત્ન છે, સાચવજોજ સદાય,
શીલવૃત સૃષ્ટિમાં દિસે, વશીકરણ વિધાય.
જેથી સૈયર સત્વર વાલમ વશ વરતા.......ય છે બેની૦

શીલવૃત જેણે સેવીયું, કષ્ટ સહી નિજ કાય,
શુદ્ધ દિલે સેવા કરી, સ્વામી કેરી સદાય.
તેના જીવતરને ધન્ય ગુણીજન ગા......ય છે. બેની૦

**સૌ૦ દીવાળીબાઈ નાથાલાલ.**

---

## પતિવૃતા.

**( "પુનમચાંદની..." )**

બ્હેનો પતિવૃતા નિજ ધર્મ તમે સ્વીકારજો રે;
રહેતાં પતિ-સેવામાં હાજર દિન ને રાત;
**પામો મુક્તિ પદ ને સુખ ઘણું સંસારમાં રે.**
સત્ય વચન સહુ બોલજો નિજ પતિની સંગાથ,
સાસુ સસરા સર્વને, સાચી કહેજો વાત.
રાખી નમ્રતા ને માન થકી બોલાવજો રે,
વર્તી સદ્‌ગુણથી, રાખો સૌ પ્રસન્ન; પામો૦

નેત્ર નેહ નવ રાખશો, પર પુરૂષની સાથ,
પિતા પુત્ર ગણી તહને બોલો સૌ સંગાથે.
ઠઠ્ઠા મશ્કરી કરીને બહુ નહિ બોલવું રે,
વળી એકાન્તે નવ કરવો ગુપ્ત વિચાર; પામો૦

દાગીના નવ પેખવા, નિત્ય જોવું પતિ-મુખ,
સદ્‌ગુણમાં રહેજો તમે, અક્ષય પામો સુખ.
લડવું, વઢવું ને ગુસ્સામાં કદિ નવ બેસવું રે,
રહેવું સંતોષે જે આપ્યું છે જગદિશ; પામો૦

પતિ પ્રકૃતિ હોય જો, અગ્નિ કેરી ઝાળ,
સંતોષે બુઝાવશો, સામો ના'વ કાળ.
હસવું, રમવું ને સુખેથી દિન ગુજારવા રે,
તેથી થાશે સહુ દુઃખનું કલ્યાણ; પામો૦

ધન સંપત્તિ વાસના, પટકુળ જુદા રંગ;
સર્વે ફોકટ જાણજો, ધરજો સદ્‌ગુણ સંગ.
મળશે પરમેશ્વર, આપે મુક્તિ કુળ સાતમાં રે,
કહે **લક્ષ્મણ** પ્રભુપદ હેતે ધરી મન હોંશ. પામો૦

**રા. લક્ષ્મણ સખારામ દેવલાલીકર.**

× × × × × ×

બાઇઓ પતિવૃતા તે નારી કેવી હોય છે રે,
વાંચો વર્ણન તેનું નીચે આપું આજ;
**સર્વે શિખામણના શબ્દો હૈયે રાખજો રે.**

શ્રાપ ન આપે કોઇને, બોલે ના બદ વેણ,
કરે ન કોઇની ઠેકડી, હસી નચાવી નેણ.
મુખથી ચાવીને નવ બોલે કદિએ બોલ તે રે;
મનથી જાણે એમાં ઘટવાનો છે તોલ. સર્વે૦

સૈયરોનાં ટોળાં કરી, નવ ગાયે એ ગીત;
નવ લે છુટા રાસડા સંભાળી નિજ હિત.
રોવા રડવડવાની વાત નથી એ જાણતી રે,
કુટયા પીટયાનું તો નવ લે કો દિ નામ. સર્વે૦

સંતાપે નહિ કોઇને ધરી કદી પણ રીસ;
જપે જપાવે સર્વદા સુખદાતા જગદિશ.
જૂઠું જીભડીએથી કદિએ એ બોલે નહિ રે,
ખારૂં, ખાટું, તીખું, મોળું, મુખથી વેણ. સર્વે૦

નિજ પતિ વિણ ન્યાળે નહિ, ઉઘાડીને આંખ,
ભૂપ, રૂપ–કોટીપતિ, જુવે ના કરી ઝાંખ.
ઘરમાં ખાવા, પીવા સુવા ન્હોયે સાથરો રે;
તદપિ તરછોડે ના નિજ વૃત્તિ ને ટેક. સર્વે૦

લટકાં–ચટકાં ના કરે, ઠમકાં મારે ઠેશ,
ના કાઢે દૂતી તણો, પોષાકોથી વેશ.
લજ્જા પટકુળ અંગે, એ સદા પહેરી ફરે રે,
સદ્ગુણ માને છે એ ઘરેણાંના ઘાટ. સર્વે૦

છોરૂ ને વહુ સાચવે, ગણી પોતાનાં બાળ,
રૂડાં જૂઠાં પર કદી, આણે ના મન કાળ.
રૂડા શીખામણના શબ્દોથી એ કેળવે રે;
જેથી. સુખીઆરાં બહુ બાળક આગળ થાય. સર્વે૦

દોરા, ધાગાથી વસે, બહુ વેગળી આપ;
મંત્ર, જંત્ર મનથી ગણે, એ ખોટાં છે પાપ.
વ્હેમો વશીકરણના મનમાં કંઈ નથી લાવતી રે,
સઘળું સમજે છે એ ધૂતારાના ઢંગ. સર્વે૦

સત્ય શિયળને સાચવે, પડતાં દુઃખ અપાર;
દાન દિયે છે દીનને, યથાશક્તિ અનુસાર.
એવા ગુણવાળી તે પતિવ્રતા શુદ્ધ નાર છે રે,
બીજી શંખણીઓનો ચેખો છે અવતાર. સર્વે૦

**ત્રિભુવન** સહુને કહે, એ મારો ઉદ્દેશ;
અવગુણ વાળી નારીઓ, ના ધરશો કોઇ દ્વેષ.
સાચું કહેવાની તો મનેજ મોટી ટેવ છે રે,
જેથી લખીયો છે મેં મારા મનનો ભાવ. સર્વે૦

**દા. ત્રિભુવનદાસ નારણજી મ્હેતા.**

× × × × ×

**( ધોળ. )**

**( હરિનો મારગ છે શૂરાનો;–એ રાગ. )**

**પતિવ્રતા પુરી તે જાણો, પતિ ગણી પરમેશ જોને;**
**જીવના જીવનહાર ગણીને, જપતી જાપ હમેશ જોને.** પતિવ્રતા૦

**સદાય સેવે નિજ સ્વામીને, દુભવતી નવ લેશ જોને;**
**વરના વિચારને રે' મળતી, કરતી કદિ ના કલેશ જોને.** પતિવ્રતા૦

**ધરતી મન નીતી પર નિત્યે, ઉચ્ચરતી ન અસત્ય જોને;**
**ડરતી રે' દીલ શાધાવરથી, કરતી નવ કુકૃત્ય જોને.** પતિવ્રતા૦

મળતી રે' સત સંગત માંહે, ભરતી ગુણ ભંડાર જોને;
વરતી રે' વશ થઈ વરજીને, પળતી નવ પરદ્વાર જોને. પતિવ્રતા૦

વર જમીને ઉઠયા પાછળ, જમતી એ નિરધાર જોને;
રજની પણ વર પોઢયા પાછે, સુતી નવ નિરધાર જોને. પતિવ્રતા૦

પર નર પિતુ ભ્રાતા સમ પેખે, નિજ વર હૈયાહાર જોને;
પરનું સુખ પેખી નવ પીડે, નિજ વરને નિરધાર જોને. પતિવ્રતા૦

વરની આવકને અવલોકી, જાવક જે કરનાર જોને;
ચલવે ઘર રૂપ રાજ સુ-રીતે, કરકસરે નિરધાર જોને. પતિવ્રતા૦

સ્વામીને સુખે સુખીયારી, વર દુઃખે દુઃખિયાર જોને;
જો રતિએ પામે દુઃખ વરજી, સાલે અપરંપાર જોને. પતિવ્રતા૦

સુખ આવે નવ જે છલકાતી, દુઃખથી નવ ડરનાર જોને;
સંકટમાં પણ ધીરજ ધારી, શાન્ત સદા રે'નાર જોને. પતિવ્રતા૦
ઉચ્ચરતી મુખ વેણ મધુરાં, વરથી વારંવાર જોને;
ઘરની ગુપ્તજ વાત કદાપિ, પરને નવ કરનાર જોને. પતિવ્રતા૦

વચનામૃત રસપાન કરાવી, પિયુ મન રાખે પ્રસન્ન જોને;
એ રીત જેણે પતિવ્રત પાળ્યું, તે પ્રમદાને ધન્ય જોને. પતિવ્રતા૦

વશીકરણ વિદ્યા જે ઠાવે, તે સેવા સ્વામિન્ જોને;
એ વિણ ફાંફાં સૌ ફોગટનાં, ભણે દિપોત્સવી દિન જોને. પતિવ્રતા૦

માટે મારી સુજ્ઞ બેનીઓ, સાચવજો શિયળવ્રત જોને;
શુદ્ધ મને કરજો સ્વામીની, સેવા આણી ઉલટ જોને. પતિવ્રતા૦

જેથી વર નિશ્ચે વશ થાશે, વ્હાશે અપરંપાર જોને;
તો પછી એથી ઈંદ્રભુવનમાં પેખું નવ સુખ સાર જોને. પતિવ્રતા૦

**સૌ૦ દીવાળીબાઇ નાથાદાસ.**

---

## પતિધર્મ પાળવા વિષે

**( રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. )**

પતિ-ધર્મ પાળવો બહુ સારો રે;
એજ ધર્મ ખરો છે તમારો. પતિ-ધર્મ૦

નિજ પતિના કહ્યામાં રહેવું રે, તેને માન્ય કરી સહુ લેવું રે;
એક વચન સામું નવ દેવું........ પતિ-ધર્મ૦

પર ઘેર ઘણું નવ જઇએ રે; કોને વાંકું વેણ નવ કહીએ રે;
ખોટી વાતે ખોટાં નવ થઇએ........ પતિ-ધર્મ૦

સીતા, દમયંતી બેઉ નારી રે; પતિ-ધર્મે થઈ બહુ સારી રે;
તેમ થઇએ પ્યારી બહેનો મારી...... પતિ-ધર્મ૦

સાસુ સસરાની સેવા કરીએ રે; એવી ઉર્મી ઉરમાં ધરીએ રે;
તેની પીડા પ્રેમે પરહરીએ.......... પતિ-ધર્મ૦

પતિ પહેલાં પથારી ત્યાગો રે; નમી નમીને આશીષ માગો રે;
રજા લઇ કામ ધંધે લાગો.......... પતિ-ધર્મ૦

પહેલું દાતણ નાવણ કરીએ રે; બીજ પતિનું મુખ જોઇ ઠરીએ રે;
પછી પતિને ખોળે માથું ધરીએ...... પતિ-ધર્મ૦

પતિ ગમતા શણગાર સજીએ રે; નહિ ગમતો દુર્ગુણ તજીએ રે;
'સૂર્યસુતા' કે' પતિને ભજીએ ......... પતિ-ધર્મ૦

**સ્વ૦ અ૦ સૌ૦ પ્રસન્ન.**

---

## કુલટા નારી.

### ( મરશીયાનો રાહ. )

**ગમાર એવી કુલટાઓ કાળજાં પ્રજાળે.**

સ્વામી ગામમાંથી ઘેર આવે;
ડાચું તોબરા જેવું ચડાવે;
ક્રોધ મુખી કુવચને વધાવે; ગમાર૦

નહિ સ્વામીની હાલત જાણે;
તંત પોતાનો અંત સુધી તાણે;
ડાહી પોતાને સૌથી પ્રમાણે; ગમાર૦

ભુંડાં ભુધરાં જણ્યાં ભમરાળાં;
કાળાં કોબાં ગોલાં કજીઆળાં;
તેને બાપાનાં કાળજાં વ્હાલાં; ગમાર૦

કરે રોટલો, ન દાળનું ઠેકાણું;
દાઝયો રોટલો પડેલું કાણું;
કંથ જમ્યા ને પેટડું ભરાણું; ગમાર૦

કરે વાશીદાં માસે છ માસે;
ઘર સંડાસ જેવું ભાસે;
તોયે સ્વામીનું લોહી પી જાશે; ગમાર૦

મેલી ઘેલી ધાંચણુ જેવી ભાળી,
નાક લાંબામાં લાંબી વાળી;
ચોખી ડાકણુ જેવી ભમરાળી; ગમાર૦

કરે કડલાં ત્યાં કાંબી માગે;
ભૂત મરે પલિત ત્યાં જાગે;
એમાં કંથના રોજ બાર વાગે; ગમાર૦

જેમ મીંદડી[1] ઉંદરને ચોટે;
તેમ કંથને વળગે કોટે;
બુદ્ધિ હીણી મારગ જાય ખોટે; ગમાર૦

કરે સ્વામીસું નિત્યે લડાઈ;
તેમાં માને પોતાની વડાઇ;
ચાડી ચુગલીમાં દીઠી સવાઈ; ગમાર૦

પોતે ખાવા પીવામાં વ્હેલી;
ભાણું મુકે સ્વામીને ઠેલી;
વગડ વાંદરી જેવી વંઠેલી; ગમાર૦

રોજ પરણ્યાને ગાળો ભાંડે;
રોજ કલેશનો માંડવો બાંધે;
દેશ ચકવે કીધો એ રાંડે; ગમાર૦

કરે ચૌટામાં ચુડલાનો ભૂકો;
વિધી કરતાં ગધેડી ચુકો;
એને "થુ,થુ" કરીને સૌ થુંકો, ગમાર૦

સ્વામી એક બોલે ત્યાં ચાર ચોટાડે;
એ તો કાયર નહિ વઢવાડે;
ઘાલે કજીયો બીજાનો ભાડે; ગમાર૦

---

૧ બીલાડી.

ઝીણાં વચનોથી કાળજાં ફોલે;
ઝેરી નાગણના સમ ડોલે;
સાસુ સસરાનાં છિદ્રો ખોલે; ગમાર૦

ગત જન્મની પાપની ભારી;
છુટી કુલટા રૂપ એ નારી;
ભલો કંથ **ભગવાન** ગયો હારી. ગમાર૦

**રા. ભગવાનલાલ ડુંગરશી કવિ.**

---

## ફુવડ નારીનો ફજેતો.

**( રાગ—કેરી સૈયર જેનો કંથડો. )**

જાડાં ટુંકાં માંથે જુથરાં રે, ઝાઝી જુનાં ભરેલ;
ઓળે ચોળે ન લઇ કાંચકી, હાં રે રાંડ દીની ફરેલ;
**જુવો ફજેતો ફુવડ નારનો.**

નદી તળાવ ને કુપમાં રે, પાણી ભરવાને જાય;
દેખે પાણીનાં રે પોટલાં, હાં રે તોય તે નહિ ના'ય; જુવો૦

ગંદા અને ખૂબ ગોબરાં રે, ધરે વસ્ત્રને અંગ;
ધુવે ન કદિ સારા ઢંગથી, હાં રે ધિક્ કરે અપંગ; જુવો૦

અધમણ અધમણ આંખે ચીપડા રે, હોય મ્હારે વળેલ,
લુવે ન કદિ તેને લૂગડે, હાં રે રાંડ ઉભી છળેલ; જુવો૦

છાણ વિણે શેરી ચોકમાં રે, વળી વગડામાં જાય;
ભેગું કરે રે આખા ગામનું, હાં રે તોયે તે ના ધરાય; જુવો૦

વાળે, ચોખે નહિ આંગણું રે, લઇ સાવરણી હાથ;
ભલે મરે રે કુટી એહનો, હાં રે રૂડો પરણેલો નાથ; જુવો૦

વાસણ માંજે નહિ મનથી રે, વળી રાંધેલાં ઠામ;
ગળે પાણી ગોળે કોઇ દિ, હાં રે જાળાં પાડે ના ધામ; જુવો૦

હોય હંમેશ ઘરે છોકરાં રે, કરી પેસાબની ધાર;
વાળે ના કોઈ દિ રાતમાં, શાની કરેજ ગાર; જુવો૦

પોતે ઉઠીને ખાય ટુકડા રે, દાતણ વિના સવાર;
પતિ તે તાકડે પામે નહીં, હાં રે હોય ભલે ખુવાર; જુવો૦
વ્હેલું ખાધેલું ગણે વાતમાં રે, વળી શીરાવે સાથ;
તોયે બપોરે રાંધે રોટલા, વારી રે' ના કો વાત. જુવો૦
ઊંઘે એદીના ઓટલા રે, ઘર વચ્ચે ઘરાર;
જાગે નહીં તે જગાડતાં, ઘણો મારે રે માર; જુવો૦
સુખી કદિક દેખી કોકને રે, થાયે બળીને રાખ;
રાજી રહે રે દેખી દુઃખીયાં, હાં રે રાંડ દુતિ નાપાક; જુવો૦
લડે લોકોમાં રોફથી રે, વણ કારણ તે ભામ;
બોલે ન કોઇ તેને બાંધવો, હાં રે તોબા ભણે તમામ. જુવો૦
મુખે ન ગાય કોઇ ગીતને રે, શુભ સમયને જોય;
દોડે લેવાને રે છાજીયાં, હાં રે થયું મરણ જ્યાં હોય; જુવો૦
કુટે ઘરે જઇ પારકે રે, મુઠી વાળીને ખુબ;
રહે ન રાગડા તે તાણતી, હાં રે એવી છકી બેઅુર. જુવો૦
દેખી મેમાન મ્હોં વાળવા રે, બેસે ચુલાની પાસ;
કરે વગોણું બધા દેશમાં હાં, રે આપે ધણીને ત્રાસ; જુવો૦
મારે છોરૂને મારથી રે, રાંડ ઘડીયે ને પો'ર;
દયા દિલેજ નથી લાવતી, હાં રે લાવી લમણામાં તોર; જુવો૦
કરૂં ફજેતો મુખે કેટલો રે, લખી કાગળમાં આજ;
જાણે તો લીયે મારાં છાજીયાં, હાં રે બની ગાંડી નિવાજ; જુવો૦
કહે **ત્રિભુવન** કેટલું રે કુદી કુવડનું કામ;
મને મળે જો આવી નાર તો, હાં રે છોડું તુરત ગામ.

રા. ત્રિભુવનદાસ નારણજી મ્હેતા.

---

## ઐહિક અને પારલૌકિક ધર્મ.

(છપ્પો.)

બે જાતીના ધર્મ પ્રમાણો, સજ્જન આજે
ઐહિક ને પરલોક તણા સુખને સૌ કાજે;
ઐહિક તો આ સૃષ્ટિ તણા, આનંદો આપે,
પરલોક તણો જે ધર્મ સર્વ પાપોને કાપે;

પારલૌકિકાનંદ પણ, ઉત્તમ છે ઐહિકથી,
પૂર્ણ રીતે સાધી શકાય, ચિત્તનિગ્રહ કરનારથી.

(દોહરો)

ઐહિક અધર્મ મૂલ છે, પારલૌકિકાનંદ;
પ્રાપ્ત થાય જો આચરો, ધર્મ રહી સુખકંદ.

ધર્મ વિષે જો મોહી રહી, મુકશે સૌ તોફાન;
તો તુજ વાસ તું સ્વર્ગમાં નિશ્ચે કરીને માન.

ઐહિક આનંદો પછી, નથી તુજ માટે જીવ;
તુજ માટે આનંદ તો; સ્વર્ગિય એ છે શિવ.

સ્વર્ગ તણો નૃપતિ તને, કંઠે ધરશે હાર;
ત્યારે તું સમજી જજે, તુજ સુખનો નહિ પાર.

વિષય વાસનાનો કરી, નિરોધ મારા ભ્રાત;
સાંસારિક સૌ સુખ ઉપર, માર તું મોટી લાત.

જીવ્હાને વશ રાખજે, જીવ્હા વિકાર મૂળ;
જીવ્હા વશ તું રાખતો, સર્વ શમે તુજ શૂળ.

જીવ્હા રસથી ઇંદ્રિયો, સર્વ થાય બળવંત;
વિસરાવે જે આખરે, સ્વર્ગ યત્નની ખંત.

જીભ જીતે, તે મૃત્યુ પર, વિજય ન કરશે કેમ?
એક વાર તો મૃત્યુને, જીભ જીતશે એમ.

રસના રસનું સ્થાન પણ કદિ ગુમાવે માન;
માન વિના ન ગણાય કંઈ, મનુષ્યનું વિજ્ઞાન.

મુક ન છુટી જીભને, બહુ બોલે નહિ સાર,
બકતાં બકતાં બહુ બકે, ખવરાવે કદિ માર.

મૌન સર્વદા શાન્ત છે, મૌન સદા ગંભીર;
મૌન વીરનું શીર છે, મૌન ધીરનું નીર.

એ રીતે તું જીભને, રાખ કાબુમાં મિત્ર;
તોજ પીવાશે તુજ થકી, સ્વર્ગ સુધા સુપવિત્ર.

બીજી મારી વાત તું, સાંભળ દઈને ધ્યાન;
દ્રઢ કર તું તુજ દેહને, દેહ પુણ્યનું સ્થાન.

દેહથી કર્મ કરાય છે, વિદેહથી નહિ થાય;
આવશ્યકતા દેહની, તેથી બહુ સમજાય.

પ્રભુએ દેહ તરૂ તને, આપ્યું છે આ વાર;
સીંચી તે પર પુણ્ય જળ, શનૈઃ શનૈઃ સુધાર.

આ તનથી તું કર્મ કર, એવાં (કે) જેથી ભ્રાત;
એ કરતાં પણ ઉચ્ચતર, મળે દેહ પશ્ચાત.

એમ પગથીઆં ચઢી ધીમે, જઇશ સ્વર્ગને દ્વાર;
ઉચ્ચ કૃત્યથી વિજય છે, નીચ કૃત્યથી હાર.

**રા. જીવણલાલ દુર્લભજી કૃત.**

---

## સ્વધર્મ સંરક્ષા.

### (રાગ—રામકલી અથવા રામગ્રિ.)

**ધર્મ વિષે ધ્યાન રાખીએ, સાચો સમજીએ મર્મ;**
કર્મ રૂડાં નિત્ય આદરી, નવ તજીએ શર્મ, ધર્મ૦

માત પિતા સંગ માનથી, કરીએ બાળકો વાત;
આજ્ઞા ઉલ્લંઘન નવ કરો, રહેશો સુખી દિન રાત, ધર્મ૦

સજ્જનની શીખ સાંભળી, ગ્રહવી ગુરૂની શિક્ષાય;
ગુણીનું યશોગાન થાય છે, ત્રણે લોકની માંહ્ય, ધર્મ૦

ફરજો શું શું છે આપણી, એનો કરવો વિચાર;
વળગી એને દ્રઢ પ્રેમથી, એમ ચાલીએ ધાર, ધર્મ૦

વ્હેમ ભરી વાતો વરજીએ, રાખી મનમાં સંતોષ;
નર યા નારી નહિ રાખશો, કદી હૃદયમાં રોષ, ધર્મ૦

રહીએ સન્મિત્રની સંગતે, નહિ રાખવી ઢીલ;
કરવી કસોટી સ્વ–અંગથી, પછી દઈએ દીલ, ધર્મ૦

વિનય વિવેકે વર્તીએ, કરીએ સૌનો સત્કાર.
સમજુ સુજશ જગ પામશો, દાના મુજ દિલદાર, ધર્મ૦

હોય ન ધર્મ જે નગરીમાં, નહિ પુણ્યનું નામ;
તત્સ્થળ વસનારાં જન કહું, હોય દુષ્ટ તમામ, ધર્મ૦

ધર્મ પોતાનો ન ચુકવો, જાણો એહ જરૂર;
નીચસુ સ્નેહ કરવો નહીં, મનમાં થવું મગરૂર, ધર્મ૦

પુરૂષાર્થ એમાંજ સમજવું, કરવી ધર્મ રક્ષાય;
વ્યર્થ જીવો જો સ્વધર્મનું, ન સંરક્ષણ થાય, ધર્મ૦

ધર્મ ધુરંધર ધરણીમાં, ઘણા થઈ ગયા વીર;
શાખ રાખી સંસારમાં, કીધાં નિજ નામો નીર, ધર્મ૦

અવિચળ પદ પામ્યા પૃથ્વીમાં, ધર્મ-રાજા શ્રીમાન;
વિક્રમ વિશ્વ-વિખ્યાત છે, ગાતાં ગુણીજનો ગાન, ધર્મ૦

સત્ય સુનીતી સુચિત્તને, જોડી રાખી **પારેખ;**
અંતે ધર્મે જય પાપે ક્ષય, સાચું દુનિયામાં દેખ, ધર્મ૦

**દોહરો.**

સ્વધર્મને સંરક્ષશો, અર્પી તન મન ધન;
થશે અભ્યુદય દેશનો; ભોગવશો સુખ વન.

**રા. એન. એન. પારેખ.**

---

## બ્રહ્મ સમાધિ.

### (ગઝલ—ત્રીવર્ગી)

અહિં આધિ અને વ્યાધિ, ઉપાધીથી વ્યથા થાયે;
વિરામે આત્મ દૃષ્ટિએ, સમાધિ બ્રહ્મની આ એ;
જગ બુદ્બુદ્ જીવની, સ્થિતિ નષ્ટ નિત્ય એ થાય,
વ્યર્થ લોભમાં મન લહે, ભવ અબ્ધિ ન તરાય.
પ્રવેશી મોહ માયામાં, હૃદય વ્યાધિ મહીં ડુબે;
તથાપિ બ્રહ્મ વૃત્તિથી, સમાધિએ સહુ વામે;
**સમાધિ બ્રહ્મની આ એ, હૃદય વ્યાધિ વિરામો એ.**
પ્રબળ વ્યોમ વળી ભોમ એ, ક્ષણમાં નાશ થનાર,
પણ ભવમાં સૌ એ નડે, હોય મોહ તણભાર.
વિનાશી જીંદગીનું એ, બગાડે કર્મ માયાએ;
રીપુમાં કામ પ્રાણીએ, સમાધિ હોય ના જોએ; સમાધિ૦

અજ્ઞ હૃદય જડતા ગ્રહી, ભ્રષ્ટ જાળમાં જાય,
વિષય રંગમાં વિચરતાં, દુઃખદ દાઝે લ્હાય.
ખરી શાન્તિ નહીં ત્યાંએ, સ્વરૂપાનંદ નીત્યાંએ;
હૃદય-વ્યાધિ ન ત્યાં જાએ, સમાધિમાં વિરામોએ; સમાધિ૦

પ્રણુવ ધ્યાનના યોગથી, માયિક રોગ વિનાશ;
સત્ ચિત્ આનંદે વસે, આંતર દિવ્ય પ્રકાશ.
કટાક્ષો ક્રુર માયાના, થઈ સ્વાહા પ્રકાશે એ;
ધ્વનિ એ પ્રકારની આ એ, સદાનંદે વિકાસાયે; સમાધિ૦

રોમ રોમમાં ઓમ્ તો ખડ્ રીપુ જોર ન્હોય,
કર્મ જ્ઞાન ઇંદ્રિ સહુ, નષ્ટ જ્ઞાન ચિત્ત પ્રોય,
ખરો આનંદ છે ત્યાંએ, સ્વરૂપા શક્તિ છે ત્યાંએ;
પ્રલય અંતે સુખેન્દુ એ, ક્ષણે ક્ષણ સૌખ્ય છે ત્યાંએ; સમાધિ૦

સ્થળ સ્થળ બ્રહ્મ સમાધિથી, દર્શન દે એ સ્વરૂપ;
તત્સત્ જ્ઞાન પ્રકાશતાં, બ્રહ્મ બ્રહ્મ અભિરૂપ;
**'સોહં સર્વ ભૂતેષુ'** ધ્વનિ એ બ્રહ્મની થાયે;
**ભજન્તિ મામ્ જીવા ભકત્યા**, સમાધિ સદ્ય ત્યાં થાયે; સમાધિ૦

**દા. હરગોવિંદ હરિદત્ત ઠાકર.**

---

## જગન્નાટક.

### (ગિતી.)

વિશ્વ રંગભૂમિ આ, પુરૂષ સ્ત્રી પાત્ર એ રમતાં;
ગમન આગમન કાર્યે, અનેક તહ્ ભૂમિકા વિચારમતા

ક્ષણે બની બાળક એ, ક્ષણે યુવા યુવતિ કામના ભોગી;
ધનહીન થાય પલમાં, પલે વિભવયુક્ત ને પછી યોગી.

જરા જીર્ણ રંગેથી, નટ સમ વલિયુત શરીર દેખાય;
અંતે મનુજો માનો, યમખાની જવનિકા વિષે જાય.

યથા પાત્ર નાટકમાં, નૃપ, નારી, ભીક્ષુ, ભૂમિકા ધારી;
ભિન્ન ભિન્ન રૂપેથી દર્શન દે જનને અતિ હિતકારી.

પણ નહિ નૃપ કે નારી, નહિ ભિક્ષુક સત્ય તે સહુ સમજો;
સ્વભૂમિકા પૂર્ણ થતાં, તેને પાછો મનુજ સમજો.

ત્યમ નરનારી રૂપો, ક્ષણિક વિકારો નટ સમ સંસારે;
ઉપાધિ નષ્ટ થતાં એ આત્માને સત્ય રૂપમાં સારે.

સારાંશ એ મુમુક્ષો! મોહજાળથી નિકળ લહી જ્ઞાન;
દ્રવ્ય વસ્તુ સર્વે આ, ક્ષણભંગુર એ રાખ સદા ધ્યાન.

આત્મા આ અવિકારી, તેનું શોધન સદૈવ કરી ખંતે;
નર તું **નારાયણ** થા, વિજય પામીને પ્રયત્નમાં અંતે.

**રા. ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ.**

---

## કર્મ કસોટી.

**(રાગ—ભોપાલ તાલ મિશ્રી)**

**રે! કર્મ કસોટીથી કંટાળ માં;**
ધરી ધીર વીરની પેઠે, વિહારમાં વશ
બસ રાખી અંતર સાહસ યશ.
ફસ ન દુઃખની દહાડમાં—જંજાળમાં! રે! કર્મ૦

કર્મ કસોટી ભારે જગમાં ધારે તે કરતી પલમાં!
કરે રાયનો રંક, કરે તે તરૂણાનો મેરૂ પલમાં!
હોય અવિચળ સ્થળ તે બદલે જળ જળ કરતી ઘડી પલમાં!
નિયમ અનાદિ નીરખી એનો, જીવ ભડકી પળમાં પળમાં!
સંસારમાં સુખ દુઃખ એ સંભાળ માં—નિહાળ માં! રે! કર્મ૦

કર્મ કસોટીની ધમણીમાં, કંઇક ફુંકાઈ રાખ થયાં!
કંઇક ગયાં વળી કંઇક રહ્યાં, વળી કંઇક સુજશને પામી વહ્યાં!!
સાચાં હતાં તે સોના સમ, ટીપાઈ ટીપાઇ શુદ્ધ બન્યાં!
સમય ઝવેરીના હાથે, મહા મુલ્યે તે વેચાઈ ગયાં!
કર્મ કસોટીનો કરનારો, કઠીણ ખરો પણ ગુણીયલ બહુ છે;
એની કસોટીમાં પાર પડ્યો, તેની પાસે જગતમાંનું ગણો સહુ છે!
હે! મન સમજી સાર સુરસમાં
ધરી ધીર તું વીર દોડ્યો જા!
કર્મ કસોટી પાર ઉતરી હા!
સ્વર્ગ સુખનો તું ભોગી થા! રે! ક૦

**રા. છગનલાલ નારાયણભાઈ મેશ્રી.**

---

# સંસાર અને શરીરની ક્ષણભંગુર સ્થીતી.

( હરિગીત. )

સુણજો સ્વદેશી વીર મારા, ધીર હૈયામાં ધરી,
ઉચરૂં ન કદિએ જુઠ હું જીભેથી પ્રાણાન્તે જરી;
મનથી મુકી દો મારૂં તારૂં જેહ સ્વપ્નશાન છે,
**ઓમ્ નમો ઓમ્કાર જે બ્રહ્મ સ્વરૂપ સાક્ષાત છે.**

તે ટાઢ તડકો વેઠી વર્ષા વિત્ત બહુ ભેગું કર્યું,
લક્ષાધિપતિ કોટાધિપતિનું, નામ ધરણી પર ધર્યું;
ઝીણી નજરથી ઝાંખી જો એ કયાં લગી તુજ ખ્યાત છે, ઓમ્૦

બંધાવીયા બહુ બંગલા ને, એશ મુકી બારીઓ,
ઝુકી રહ્યા ઝરૂખા અતિ છે, ગોખ ઉંચી અટારીઓ;
વાડી વજીફા બાગ સાથ, ન સંચરે સત વાત છે, ઓમ્૦

ઉમદા ખરે નિજ અંગ પર, શાલો દુશાલા ઓઢતા,
સુવે સવા મણની તળાઇમાં, પલંગે પોઢતા;
એવા ગયા નર ઉડી વિશ્વે, વાત એ વિખ્યાત છે, ઓમ્૦

અભિમાનમાં અક્કડ રહી ફક્કડ બનીને તું ફરે,
સરિતા કિનારે ભામિનીને ભાળી ત્યાં તું સંચરે;
તેમાં શું દીઠું તેં નવું એ અભ્રરંગ ચળકાટ છે, ઓમ્૦

સદ્ શાસ્ત્રને સેવ્યાં નહિ, જાણ્યો નહિ નિજ ધર્મ રે,
સંકલ્પ કુડા આદરી, કુડાં કરે નીત કર્મ રે;
પણ દંડનો દેનાર શું નથી, જાણતો જગતાત છે, ઓમ્૦

દુષ્કર્મ કીધાં જન્મીને તે ભ્રાત ભોગવવાં પડે,
વિચાર ખુન કરનાર લટકે, ફાંસી કેરે લાકડે;
માટે નીતી પંથે વીચર, સો વાતની એક વાત છે, ઓમ્૦

અભિમાન મુકી અંગનું તું ખટ્ રીપુથી ખીજને,
સાત્વીક કર્મો નિત્ય કરી, હરિને સમર્પી રીઝને;
ચેતાવું ચિતમાં ચેતી લે, માથે મરણની ઘાત છે, ઓમ્૦

શુભાષ્ટકે દીધેલ બોધો, બન્ધુ બેન સ્વીકારજો,
મળશે ન ફરી મણી તુલ્ય ઉત્તમ આ મનુષ્ય અવતાર જો;
**ચંદ્રમણી** મત માન સત્, માયાનો મિથ્યા ઠાઠ છે, ઓમ૦

**સો૦ ચંદ્રમણી.**

× × × × × ×

**( શાર્દુલવિક્રીડિત. )**

મેડી બાગ મહેલ અશ્વ ગજને, મૂકી જવું એકલા,
સંબંધી જન સ્વાર્થ અર્થી સઘળાં અંતે રહે વેગળાં;
વાડી ખેતર બંગલા બગી વળી છાજે છજા ગોખલા,
**જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા.**

કાયા જોબન કાંઇ નિશ્ચય નહીં, ભાઇ તને શું થયું?
મારૂં માન્યું મમત્વથી મન વિષે, વાએ જશે તે વહ્યું.
નિંદ્રા ને પરમાદમાં[1] પરવર્યું, તારૂં ગયું તોરમાં, જાગી૦

ભાળી ન્યાલ થયો ભલે ભુવન તું રાચીશ માં રોગમાં
આયુઃ ચંચળ ચેતજે પળ પળે, ઇચ્છે તને છોડવા;
પુત્રાદી પરિવાર સાર સમજી, શાને પડયો મોજમાં? જાગી૦

શી તારી અતિ મંદ આ શિથીલતા, મારી ગઇ છે મતી?
ધાર્યું ધૂળ થશે સહુ પલકમાં શક્તી કરો ને છતી;
પારાધી કદિ આવીને પકડશે, સંતાપ કયાં સોડમાં, જાગી૦

સારૂં ઉત્તમ આ શરીર જરને હાથે મળ્યું હારમાં,
ઓચીંતો અકળાવશે ધસમસી, માથે ફરે કાળ આ;
આવી રોજ ઉપાધિ વ્યાધિ વધશે, જાજે પછી દોડવા, જાગી૦

ગાઢા બંધન પાસમાં ફસી પડયો, ઉપાય શોધી કરો,
છૂટો છૂટી શકાય જો કળ બળે છૂટયા થકી છૂટકો;
બાજી છે હજી હાથ ઊઠ મુરખા, ખામી ખરી ખોળવા, જાગી૦

L. L.

× × × × ×

---

૧ આળસમાં.

( ગરબી)

**નથી જોતો અભાગીઓ શું થશે રે કાલ.**

થશે થશે ઓચિંતો અંતકાળ; નથી૦

લક્ષ ક્રોડપતિ ચાલી ગયા રે,
રહી લેશ નહિ સંભાળ; નથી૦

મોટા મોટા જોધ્ધા જાતા રહ્યા રે,
જેની જરા ન લાગી ભાળ; નથી૦

ધન જોબનના મદમાં મ્હાલતા રે,
જેને લીધા જમે તત્કાળ; નથી૦

રાજા રાણીને પણ જાતું રહેવું રે,
નથી રહેવાનું કો લંબ કાળ; નથી૦

સગાં ઘણાં મળ્યાં છે સ્વાર્થી રે,
ખરેખરી ફોકટ જંજાળ; નથી૦

અરે લાગે જગતમાં સુખ કાંઇ રે,
તે પણ ખચીત દુઃખની જાળ; નથી૦

"મારૂં, મારૂં" જરા નહિ માનવું રે,
જરૂર જાવાનું છે આજકાલ; નથી૦

જર જોરૂ જમીન તે જાણવું રે,
દુઃખ દેનાર છે કોઇ કાળ; નથી૦

જે કોઇ દેખાતા અઢળક સુખીઆ રે,
તેને જાતે જોયા કંગાળ; નથી૦

સંસારનું સુખ સ્વપ્ના તુલ્ય રે,
માને મુરખ બહુ વિશાળ; નથી૦

માયા મમતાને મેલતું અળગી રે,
એ તો મિથ્યા છે આળપંપાળ; નથી૦

દયા દાન દીનતાથી માનવી રે,
કર પ્રસન્ન પ્રભુ કૃપાળ; નથી૦

જે કોઇ પ્રિતી પ્રભુની ના મેળવે રે,
તેના થાય બુરા બહુ હાલ; નથી૦
જેણે દીનદયાળને રીઝવ્યા રે,
તે તો જગ જીત્યો થયો ન્યાલ; નથી૦
લેશ ભરૂંસો નહિ એવા દેહનો રે,
મોક્ષ કરવાનું કે' છોટાલાલ; નથી૦

સ્વ૦ રા. છોટાલાલ દેસાઈભાઇ.

× × × ×

(તોટક)

મરવું, મરવું, મરવું, જન છે,
સમજી મનમાં, શીખ તું શુભ લે;
નથી અંગ સદા અહિંઆં ટકતું,
**દિન નિશ કહું ઇશને રટ તું.**

ભરૂંસો ઘડીનો મન ના કરજે,
શીખ આ અમીની મન તું ધરજે;
કર પુણ્ય સદા, કરથી ઝટ તું, દિન૦

નદી તોય સમું વય જાય વહ્યું,
મનથી સમજે નિજનુંજ કહ્યું;
નથી કોઈ થકી, મરવું હટતું, દિન૦

ઇશ નામ થકી જગ છે તરવું,
ઇશ નામ થકી મટશે મરવું;
સમજી મનમાં કહું લે ઝટ તું, દિન૦

નરકે વસવું ઇશ નામ વિના,
સમજે મનમાં ખરી એજ બીના;
સુર લોક મળે ઇશને ભજ તું, દિન૦

જર, દાર અને ઘરબાર ઘણાં,
શુભ બાગ કંઇ નથી તુજ તણાં;
સમજે નથી આપ તણું પટ તું, દિન૦

પ્રભુ નામ વિના સગું કોઈ નથી,
મર માં ઘરમાં જગમાંજ નથી;
નથી કાળ, બળે સુખ કાંઈ વસ્યું, દિન૦

બહુ રાવણ જો બળીયોજ હતો,
નહિ રામ થકી જરીએ ડરતો;
દશ શિશનું અંગ નથી જડતું, દિન૦

પરમારથ તું કર દામ દઈ,
કર દીન તણાં દુઃખ દૂર જઈ;
નથી જો પ્રભુનું પદ તો અલગું, દિન૦

તનથી, મનથી બનતું કરજે,
નથી તારૂં ફરી મનમાં ધરજે;
મન મોહની જાળ પ્રિયે તજ તું, દિન૦

રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.

× × × × ×

(જંજાળી જીવડા ઝાંઝવા જોઇ શું રાચે--એ રાગ)

**જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી;**
મુરખડા મનડે માયાની મોટમ માની. જંજાળી૦

હે! મન માનવ જન્મનો, અમુલ હીરો તુજ હાથ;
પરખે ન પાખંડી થઈ, ભરે પાપ પુંજથી બાથ રે,
કુંદનને બદલે, કથીરમાં સુખ માની; જંજાળી૦

મોહ માયાની જાળમાં, ફસી પડયો ભવ કુપ;
અસાર ગ્રહી તજે સાર તું, સાચા સુખ અનુપ, રે
ક્યાં જઈને કહેવી, કર્મ કુટેલાંની કહાણી; જંજાળી૦

નાશવંત સંસારનાં, મન મૃગ-જળવત્ સુખ;
શું સમજી લેવા ધસે, સુખને બદલે દુઃખ, રે
હો! ભવના ભોગી, સાચું શે ન લે નાણી; જંજાળી૦

મન મૃગલા! શું વિચરતો, વિહાર ક્ષેત્રે નિઃશંક;
કાળ પારધી પ્રાણ તુજ, પળમાં લેશે અંક, રે
ક્રુર કાળની કહાણી, તુંથી હજુ ન કળાણી! જંજાળી૦

કાળ રેંટીએ વીંટાઇને, આ કાયા જીવનો તાર,
જાય ઉપર ને ફરી નીચે, એમ પડતો વારંવાર, રે
એ તાર તારો, કાળ પવન લેશે તાણી! જંજાળી૦

ભ્રમરા! કમળના વમળમાં, અચળ નથી સુખ ગંધ;
કમળ કાળ બની આણશે, પળમાં તારો અંત, રે
એ સુગંધ માંહી, સંકટ લે તું પ્રમાણી! જંજાળી૦

હે! જીવ તુજ સુખ સાથનો, દીપ—પતંગ સબંધ;
અતિ સહવાસે બાળશે, તારાં અંગ પ્રતંગ, રે
શું દુરાગ્રહથી, દવમાં દાઝે તું પ્રાણી? જંજાળી૦

ભવ દરિયા માંહી પડયાં, દુઃખ રૂપ ખડક અપાર;
કેમ કરીશ જીવ માર્ગ તું, ધીર દ્રષ્ટિથી વિચાર, રે
જવ આવી ફરશે, માથે કાળનું પાણી! જંજાળી૦

દયા ધર્મ ને દીનતા, સારાસાર વિચાર;
અવલંબી એ વસ્તુને, મનુષ્ય જન્મ નીરધાર, રે
એ સાર વિના તુજ, જીંદગી વ્યર્થ જવાની! જંજાળી૦

ભવ ઉદધિમાં દુઃખ પુર્ણ, અસહ્ય જીવનનો ભાર;
ગુરૂ જ્ઞાન નૌકા થકી, પામે મુક્તિ પાર, રે
જીવ! જીવનમુક્તિ, એથીજ તારી થવાની! જંજાળી૦

રા. છગનલાલ નારાયણભાઈ મેસ્રી.

× × × × ×

( પ્રભાતના પો'રમાં દીઠા ડાકોરમાં—એ ઢબ. )

**ખાલી મરમાં મથી, બાજી તારી નથી,**
**સુણ કહું છું કથી વાત સારી;**
દ્રવ્ય તારૂં રહ્યું, રે'શે સઘળું પડ્યું,
જાગી જો ને જરા તું વિચારી. ખાલી૦

મન આશા તણા, દોર લાંબા ઘણા,
તું કરે છે સદા શું જ ધારી;
રહેવું અહિંયાં નથી, મન જાણે નકી,
કેમ મુકયા પ્રભુને વીસારી. ખાલી૦

ભાવે ભક્તિ કરી, પાર જા ઉતરી,
પાપનાં પોટલાં ફેંક મારી;
કે' ત્રિભુવન તને, છોડ મમતા અને,
રીત સઘળી કહું છું, વિચારી. ખાલી૦

લે. ત્રિભુવનદાસ નારણજી મહેતા

× × × × ×

(ગઝલ—"અય રસકે કમરજીકો જલાના નહિ અચ્છા")

દોરંગી દુનિયાની જાળમાં ફસતાં મન સાવધ થા,
ધરી ડગલે ડગલે ભીતિ, ધર્મ નીતિને ગ્રહતો જા.

જ્ઞાની, ધ્યાની, અને માની, આ દુનિયાના ચક્રમાં—
પડી થયાં ખુવાર, સહ્યાં દુઃખના મક્રરનાં.

ચડતીમાં કુમાર્ગે ચડવાં, મનને તુજ રોકજે,
સન્માર્ગે રહી હૃદયમાં, દયા ધર્મ રોપજે.

પડતીમાં પડી પ્રાણને, પ્રજળાવતો તું નહીં,
કરીશ ન પાપ કર્મ, રૂડો ધર્મ ચિત્તે ગ્રહી.

ભરતી, ચડતી ને પડતી, એ ત્રણે નથી ઠરતી,
અસ્તનો ઉદય, ઉદયનો અસ્ત, એ કરતી.

ધન ધામ ને યૌવન, સદા કોઇનું નહિ રહેશે,
સદા શોક ને સંતાપ, કોઇને રહેવાં નહિ પડશે.

કર્માનુસારે કાળ, સુખ દુઃખને આપશે,
એના ન્યાયમાં અન્યાય, કદાપિ ન ચાલશે.

છે ઉચિત મનડા ત્હારે, સમ ભાવે રહીને,
નીતિ–માર્ગપર વસવું, હજારો સંકટો સહીને.

એજ આપશે ઉચિત રૂડો બદલો તુંને અંતે,
એથી જીતીશ તું ભાઇ, રહીશ સુખમાં ખંતે.

લે. છગનલાલ નારાયણભાઇ મેસ્રી.

× × × × ×

( પ્રભાતના પો'રમાં દીઠા ઠાકોરમાં—એ ઢબ. )

ઉંઘ આળસ મહીં, જાય વય જો વહી,
કેમ સમજે નહિ ભાઇ મારા,
જીવ ચાલ્યો જશે, હાલ બુરા થશે,
માન ને માન ને ભાઇ તારા. ઊંઘ૦

શય્યા છોડ ને, આંખ ઉઘાડ ને,
મન નહિ ધાર ને દિન સારા;
સમર ચિત્ત શ્રી હરી, ભાવ પુરો ધરી,
બાન્ધવા બાંધવા પુણ્ય ભારા. ઊંઘ૦

બીજી કાયે કરી ભજન થાશે નહિ,
માન મારૂં સહી, તું રૂપાળા;
ભાઈ ભજન વિના, સુણુ મારી બીના,
જાવું છે જાણજે નર્ક દ્વારા. ઊંઘ૦

ઊંઘ આળસ તજી, લે પ્રભુ તું ભજી,
વખત છે જો હજી છોડ ચાળા;
કે' ત્રિભુવન તને માન સાચું મને,
જાવા પ્રભુજી કને ઉંઘ વાળા. ઊંઘ૦

રા. ત્રિભુવનદાસ નારણજી મહેતા.

× × × × ×

(પદ—ગરબી.)

જો રે અભાગી જાગી, શું રે સુતો રે આ અવસર ત્યાગી?
કાળ ભમે તુજ શિર પર દાંડી,
તોયે અનાડી ન લે માગી—
પ્રભુ પદ સકળ સુહાગી!

ધન, સુત, દારા, મારાં મારાં, કહી વાહ્યો મુરખડા!
ન એ તારાં, દુ:ખના ભારા, સૌ સ્વાર્થનાં સંઘરનારાં
થાશે ન્યારાં હો—
જાશે કાળ મુખે તું બડ ભાગી!! જો રે૦

રા. છગનલાલ નારાયણભાઈ મેશ્રી.

---

## ઇશ્વર પ્રાર્થના.

( હરિગીત છંદ )

જય જય હરિ જગપાળ ટાળક વિઘ્ન સૌ સેંજે વિભુ,
અશરણ શરણ અભરણ ભરણ, અનુપમ અનાદિ હે પ્રભુ;
કૃપાળુ શરણે શીશ છે, સૌ રીસ નાથ કરી પરી,
**સંભાળજો પ્રભુ સર્વદા, કર જોડી કહું છું કરગરી.**
ભીડભંજન ભયહરણ, સુખકરણ શરણાગત તણા,
શ્રેષ્ટ ઇષ્ટ બલિષ્ટ પ્યારા, આપમાં નહિ કંઈ મણા;
સર્વવ્યાપક શ્યામ પુરણકામ અંતર્યામિ વિનયે ઉચ્ચરી, સંભા૦
નિરંજન છો નાથ ન્યાયી, સહુ પતિ સ્વામી તમે,
બહુ અજબ માયા આપ, બાપ પ્રતાપ આપ સહુ સમે;
અભિમાનહારક, દાસતારક, સત્યધારક શ્રી હરિ, સંભાળજો૦
અમાપ મહિમા આપ, માન અમાપ મહિમા આપનો,
રાયના છો રાય ધ્રુજે કાળ તાપ અમાપ છે;
ભવ–પાસમાં આ દાસ આવ્યો, રક્ષજો કૃપા કરી, સંભાળજો૦
દેખાય મુજમાં દોષ ખાસ ક્ષમા કરી દુઃખ કાપજો,
ક્યાં આપ ને આ દાસ, બિરદ આપનુંજ તપાસજો;
અવિનાશી અમી દ્રષ્ટિ દયાથી, નિત્ય રાખો શ્રી હરિ, સંભાળજો૦

× × × + ×

**( " રે! રઢીયાળા રઘુવીર જગદાધાર જો " એ રાગ. )**

**રે! દીનબંધુ! દીનની દયા ઉર ધારજો!**
નથી તમ વિણુ અવર તણો આધાર જો!– રે! દીનબંધુ૦
દુઃખ દધીમાં ડુબતું આ દીનનું નાવ જો!
દયા ધરી પ્રભુ! કરજો તેને પાર જો!
લહો દોષ શું દીનના નાથ ધારી?
ગ્રહો હાથ ઓ નાથ વેગે વિચારી!
ધરે દાસને એમ દેવો વિસારી?
લીધી શર્ણ જેણે સદાની તમારી!
હે! સુખસિંધુ! એમ ગણીને ઉગારજો!
નહિ તો તમ પત જાશે નીરધાર જો!– રે! દીનબંધુ૦

**રા. છગનલાલ નારાયણભાઇ મેસ્રી.**

("પ્રભુ મને સાચી નિતીથી તું સહાય છે!" એ રાગ )

**દયાનીધિ! ડુબતાં, આ દીનને બચાવજો!**

દીનને બચાવજો, અંતરમાં સમાવજો! દયાનીધિ૦

ભવ દરિયામાં નાવ મારૂં, માયા–મોજે અફળાય!
સઢ સુકાન સુના થયા, એ પાર હવે કેમ જાય? આ દીન૦

સત પરમાર્થનો ભરવો જોઇએ, નાવ મહીં ઠીક માલ!
હાય! ભર્યા મેં તો પાપના પથરા, હાથે કરી આણ્યો કાળ!
ધણી ધોરીના માલનો, નાવ ડુબતાં શું દેવો જવાબ?
પડશે જ્યારે સપાટા ત્યારે થશે શો ઉચાટ! આ દીનને૦

દયા ધરી પ્રભુ જે દીધેલું, ઉતમ આયુષ્ય નાવ!
પાર ગયા વિના ડુબતું અધવચ, યોગ્ય ધારે તો બચાવ!
હરિ ખરી આ અણીની વેળા, વળજો વેગે નાથ!
એક વખત ઉગારજો, પાર લાવજો ઝાલીને હાથ! આ દીનને૦

**રા છગનલાલ નારાયણભાઇ મેસ્ત્રી.**

---

## ફીકર છોડી હવે ફરીએ!

(ગઝલ)

**પ્રભુ પ્રીતી પુરી તારી, ફીકર છોડી હવે ફરીએ;**
ભરૂસો ભક્તને ભારી, બની તવ દાસ શું ડરીયે?

(સાખી) જરૂર જ્યાં જ્યાં જે તણી, ત્યાં ત્યાં તેજ જણાય,
મૂઢ મમત મિથ્યા કરે, 'હું જ કરૂં તે થાય'.
અખિલ જગ આપ આભારી, અમે પણ એ વિષે ભળીએ; પ્રભુ૦

જનમ્યા પહેલાં જગપતિ, ભર્યું ભાવથી દુધ,
માતાના ઉદર વિષે, મીઠું ને વળી શુદ્ધ.
નહીં પ્હોંચે મતી મારી, ગુણોનાં ગાન શાં કરીયે; પ્રભુ૦

શું ખાવું, ખવડાવવું વદવાં વ્યર્થ વચન,
દંત દીધા દામોદરે, શું નવ દેશે અન્ન?
લીયો જગ તાત સંભાળી, નહિ સંતાપ એ ધરીએ; પ્રભુ૦

જગત તણી આ વાડીમાં, વનમાળી વનરાય,
તનુ તેના નિર્ભય ફરે, મન માને ત્યાં જાય.
હરિ સૌ કષ્ટના હારી, અહી તે હસ્ત સંચરીએ; પ્રભુ૦

શાસ્ત્ર પુરાણને પ્રીછતો, વળી ન જાણું વેદ,
જાણો છો જગના પતિ અજર અમર અભેદ.
વડી એ વાત વિચારી, સદા સન્માર્ગમાં વળીએ; પ્રભુ૦

રાજા હો કે રંક હો, બળહીણા બળવાન,
હરિ હીરાને પામવા, સઘળા એક સમાન.
રીતી સૌ સ્થાન એ ધારી, સદા ન્યાળી હૃદય ઠરીએ; પ્રભુ૦

તું મમમાં હું તમ વિષે એમજ માનું તાત,
કાળ ચક્ર છો ને ફરે, હોય નહીં ઉત્પાત.
પિતાને જે કૃતિ પ્યારી, અહર્નિશ એજ આચરીએ; પ્રભુ૦

પ્રભુ પાલવ તારે પડયાં, પ્રેમ કૃપે મે પાળ,
રૂડાં કે ભુંડાં અમે, તો પણ તારાં બાળ.
કરોડો જીવ લ્યો પાળી, સહુ ભેગાં અમે પળીએ; પ્રભુ૦

રા. મોતીશંકર હરિશંકર.

---

## ઇશ્વર એક છે.

### દોહરા.

પરમેશ્વર હિંદુ કહે, કહે ખુદા મોમીન;
ગોરા ગૉડ કહી બહૂ, રહે ભક્તિમાં લીન.

પુસ્તક સંસ્કૃતમાં કહે, ફારસિ માંહી કીતાબ;
મદિરા દારૂ ને વળી, કંઇછે કાઇ શરાબ.

ભિન્ન ભિન્ન ભગવાનનાં, ભાખ્યાં સર્વે નામ;
મનમાં નિશ્ચય મેં કર્યો, તે રહીમ તે રામ.

ધરૂં ધર્મ ખ્રિસ્તી તણો, કરે મુસલ્માં રોષ;
ધારૂં જો તેને વળી, હિન્દુ મૂકે દોષ.

ત્યજું ન મારો ધર્મ હું, કરૂં ન પર નિંદાય;
ઇશ્વર એકજ છે, પછી, વૃથા વદે શું થાય?

માટે સજ્જન જન તમો, મૂકી ધર્મનો વાદ;
સ્વ-ઇષ્ટમાં શ્રદ્ધા ધરી, કરો પ્રેમથી યાદ.

જુદા જુદા સ્થળ માંહિ જન, બેસે નાટકમાંય;
પ્રયોગ નાટકનો તદપિ, સહુને એક જણાય.

તેમજ ધર્મો ધારજો, પણ પરમેશ્વર એક;
ત્યજિ વિવાદ તેને ભજો, રાખી મને વિવેક.

**રા. ઠક્કુર નારાયણ વિસનજી.**

---

## વૈરાગ્ય.

**(કાલિંગડા-ગઝલ**-ખુદા યા શુક્ર અય પરવર—એ રાહ.)

અરે હું તો નથી બીતો, નથી બીતો નથી બીતો;
ભલે દુઃખ હોય તે વીતો, નથી બીતો નથી બીતો- અરે૦

નથી કંઈ કામની માયા, નથી કંઇ કામ નીમાયા;
વિના જપના વૃથા કાયા, નથી બીતો નથી બીતો- અરે૦

ભવે ભગિની પિતા માતા, તનય તનુજા તથા ભ્રાતા;
સદા સૌ સૌખ્યના શાતા, નથી બીતો નથી બીતો- અરે૦

નથી નરની થતી નારી, ઉદાહરણો મળે ભારી;
મતિ ત્યાં જાય છે હારી, નથી બીતો નથી બીતો- અરે૦

ધરાપતિ ભર્તૃહરિ જાયા, કરી હયપાળથી માયા;
વિરાગી કીધ પતિરાયા, નથી બીતો નથી બીતો— અરે૦

કુટુંબીને કરે કાપી, લહ્યો [1]મુદઃ [2]મૂલ જે પાપી;
જગે જો વાત એ વ્યાપી, નથી બીતો નથી બીતો—અરે૦

કરૂં હું મિત્રતા કોની, પ્રતીતી છે ન લોકોની;
ભર્યા સ્વાર્થે સહૂ કો'ની નથી બીતો નથી બીતો— અરે૦

---

૧ આનંદ. ૨ મૂળરાજ સોલંકી.

ત્યજી સંસારના રાગો, તથા કૃષ્ણાકૃતિ કાગો;
પ્રભુ પ્રતિ જાઉં છું ભાગો. નથી બીતો નથી બીતો—અરે૦

વિભૂગાનાર્થ આ વાણી, તથા દાનાર્થ આ [1]પાણી;
વિભૂ પરમાર્થ મય જાણી, નથી બીતો નથી બીતો—અરે૦

ભવિક ભવમાં વૃથા ભૂલે, ભ્રમિત થૈને ભગે ડૂલે;
ચઢે છે [2]શાખી નિર્મૂલે, નથી બીતો નથી બીતો—અરે૦

કરી ભક્તી સદા સાચી, તથા સદ્‌-ધ્યાનમાં રાચી;
ત્યજું પ્રીતી બધી કાચી, નથી બીતો નથી બીતો— અરે૦

ફલો છે ખાદ્ય મમ કાજે, વસન તો વલ્કલે રાજે;
શયન મારે ધરા આ જે, નથી બીતો નથી બીતો—અરે૦

કરૂં શું ભોજનો નાના?, અને વસ્ત્રો વિશોભાના?
ન શય્યા ઇચ્છતો ના ના, નથી બીતો નથી બીતો— અરે૦

કુટુંબી એક છે મારો, ભવદ ભગવાન જે પ્યારો;
ન એ સમ અન્ય મળનારો, નથી બીતો નથી બીતો—અરે૦

વિષયની વાંચ્છના વાળી, કરીને યાદ વનમાળી;
કપટ ખોલી કરી ખાલી, નથી બીતો નથી બીતો— અરે૦

કરૂં છું પ્રાર્થના અંતે, ધરીને આશ ભગવંતે;
કૃપા કર દાસ પર ખંતે, નથી બીતો નથી બીતો— અરે૦

રા. ઠક્કુર નારાયણ વિસનજી.

---

## રૂઢિ.

(બિલાવલ ગજલ.)

કરે છે રૂઢિ આ ભારી ખરાબીને;
ન છોડો લાભ રે મિત્રો! ખરા બીને— કરે છે૦

થતો કન્યા તણો વિક્રય હા! દેશે;
ન એ રૂઢી કહો, શું ચિત્ત ધારીને?— કરે છે૦

નહીં વિદ્યા ભણાવે બાળિકાને રે;
થતો બહુ ખેદ એ રૂઢી નિહાળીને— કરે છે૦

---

૧ હાથ. ૨ વૃક્ષ.

લખ્યું શું શાસ્ત્ર માંહી એ બધું? ના ના;
લખ્યું પાખંડિયોએ એ વધારીને— કરે છે૦

હણી રૂઢી, પ્રસારો ને સુધારાને—
મતી દ્વેષિ ને મિત્રો! વિદારીને— કરે છે૦

વધો આગે, હઠો પાછા ન હિંદીઓ;
બતાવો પૂર્વનું કૈં તેજ તારીને— કરે છે૦

રા. ઠક્કુર નારાયણ વિસનજી.

---

મહાકવિ કાલિદાસના "ઋતુસંહાર"માંથી

## શરદ્.

( દ્રુતવિલમ્બિત. )

કુસુમ વસ્ત્ર ધરી કમલાનના,
શિખિનિ નાદ સુનૂપુર પાદના;
સુમનદેહ વિપકવજ ધારતી,
નવવધૂ શરદધ પધારતી.

સુમનથી મહીં ચંદ્રથીં શર્વરી,
કુમુદથી સર હંસ થકી નદી;
ગહન' તેમ રમે! સતપર્ણથી;
ધવલ નિષ્કુટ માલતી પુષ્પથી.

શફરી ચંચળ તે કટિ મેખલા,
વરટ પંક્તિ તટે સજતે ચલા;
વિપુલ તીર નિતમ્બ કવિ કહે,
પ્રમદ દાર સમી સરિતા વહે.

રજત શંખ મૃણાલ સમાન જે,
ધવલ, ને વર વાયુથી માનજે;
ચલ પયોદથી વ્યોમ વિરાજતું,
નૃપ સચામર જેમ દિશે છતું.

પરમ રમ્ય નભો રમણી! કિલા,
અરુણ બંધુક પુષ્પ વડે ઇલા;
કમલ આવૃત યત્ર વસુંધરા,
વરણ કેમ હરે મનના વરા!

અનિલ મંદથી કંપિત જે લતા,
શિખર પુષ્પ ભરે મૃદુ માલતા;
સુમકરન્દ નિપીત અલી મુખે,
ચમરિકો ચિતહાર ગમે સુખે.

પ્રવર ભૂષણ તારકની તતી,
ઘન વિમુક્ત શશાંક મુખા સતી;
ત્યમ દુકૂલ ધરી તનુ ચંદ્રિકા,
પ્રતિ દિને વધતી સમ બાલિકા.

(માલિની.)

વિઘટિત જલવીચિ, પક્ષિ કારંડ વક્ત્રે,
જલતટ કલહંસે, સારસે વ્યાપ્ત અત્રે;
કમલ રજથી રક્તા, હંસ શબ્દા વિશાલા,
જન મન રતિ લાવે, આ નદી જેમ બાલા.

રમણ કિરણ માળા, ધારી આનંદકારી,
શિશિર હિમ કણોને અશ્રુ વર્ષાવિ ભારી;
નભ વિધુ અવલોકી, કામથી તપ્ત નારી,
સ્વપતિ રતિ વિહીના, ચિત્તમાં હામ હારી.

ફલભરનત ભારી, શાલિ જાલો ચળાવી,
કુસુમનત તરૂને, નૃત્ય મોદે નચાવી;
સકમલ જલ મધ્યે, કંપવી પદ્મિનીને,
યુવક મન વિદારે વાયુ ધીમો વહીને.

સમદ મિથુન કાર્યે, હંસના શોભતા જે,
વિકસિત કમલોથી ઉત્પલે ઓપતા જે;
વર પવન ઉષાથી ઉદ્‌ગતા વીચિમાલા,
સર હૃદય જનોના, મોહતા, માન બાળા!

જલદ ઉદર મધ્યે વૃત્રહન્ચાપ નષ્ટ,
ત્યમ ઘનન પતાકા, ચંચલા અદ્રષ્ટ;
ભલ–ચલન બલાકા, ના કરે પક્ષવાતે,
નહિ ગગન મયૂરો, ઇચ્છતા પ્રેક્ષવા તે.

નિરખિ શિખિ સમૂહો, નૃત્યથી હીન આજે,
મદન મધુર ગાતા, હંસમાં જઇ વિરાજે;
કુટજ કુકુભ સર્વે, નીપથી નીકળીને,
વસંત કુસુમ—શોભં, સપ્તપર્ણે મળીને.

કુસુમ પરિમલો જ્યાં, નીલિકાના વિહારી,
ખગગણ રમણીય, ત્યાં ઉડે નાદકારી;
નલિની નયન જેવી, નીલ રાજીવરાજી,
ધરિ ઉપવન શોભે, ચિત્તહારી ઘણી જી.

લલિત કુમુદ પદ્મો, તેમ કણ્હારમાં રે,
દ્યુતિ અતિ ઉપજાવી, શીત તેથી વધારે;
દલગત તુહિનામ્બુ કંપથી પાડી નીચે,
ઉપવન મને તો મોદકીલાલ સીંચે.

અવનિતલ સમૂહે, શાલિના, છાદિત જ્યાં,
સ્થિત સસુખ ચિત્તે, ગોકુલે શોભિત જ્યાં;
ધ્વનિત અતિ સુશબ્દે, હંસના સારસોના,
મનહરણ કરે ના શું નિ! સીમાન્ત કોના?

લલિત ગતિ રમાની હંસથી હાર પામી,
સુવદન વિધુ કાન્તિ, ફુલ્લ પદ્મે વિરામી;
કુવલય લયકારી, દૃષ્ટિ એણી દર્શાનો,
તનુ ઉદક તરંગે, લોપ ભૂવિભ્રમોનો;

કુસુમભર વિનમ્રા, પલ્લવો યુક્ત વલ્લી,
યુવતિ કર વિભૂષા, કાન્તિહારા પ્રમલ્લી;
સ્મિત સમ વિદુ કાન્તિ, દન્તભા નિર્મલાથી,
હતવિભ કિલ આજે, પુષ્પ કંકેલિનાથી.

(વસન્ત તિલકા.)

અત્યન્ત કૃષ્ણ ઘન ને કુટિલાગ્ર વાળે,
ધારે રમા નવલ માલતી પુષ્પ હાલે;
સ્વર્ણ પ્રભૂષણ સહ શ્રવમાં તથા તે,
ઇન્દીવરો ધરિ ધરે, રતિ કાન્તમાં તે.

ભદ્રશ્રીયુક્ત સૃજથી સ્તન મંડલોને,
શ્રોણીતટ પ્રવર સપ્તકીથી પદોને;
આનંદ પામી કલ નૂપુરથી સજાવે,
વામા વિલાસ, ચહિને ચિતમાં સ્વભાવે.

શોભે સકૈરવ તથા યુત રાજહંસે,
ભૂપા દિશે ધવલ જેમની વારીતંસે;
એવી તડાગ-સુષમા, ધરિ અભ્રરાજે,
મેઘોથી મુક્ત વિધુતારકયુક્ત આજે.

વાયુ વહે કુમુદસંગથી શીત મન્દ,
વ્યોમે સતારક લસે વિમલાંશુ ચન્દ;
પૃથ્વી અપંક જળ નિર્મલ, દિગ્વિભાગ,
નારી! નિરીક્ષ ઘનહીન મનોજ્ઞ રાગ.

સપ્તાશ્વના કિરણથી વિકસી પ્રભાતે,
ચૂની સુવક્ત્ર વિભપંકજ શોભતા તે;
નષ્ટ પ્રવાસી યુવતિ, મુખ હાસ્ય જેમ,
અસ્તે જતાંજ વિધુ કૈરવ ભાય તેમ.

ઇન્દીવરે યુવતિ ચક્ષુ વિભા નિહાળી,
હંસસ્વને કવણિત કાચી વિભાસંભાળી
દેખાતી ઓષ્ટ સુષમા વર બન્ધુ જીવે,
થાય પ્રવાસી અતિ તેથી સખેદ જીવે.

ચંદ્ર પ્રભા ત્યજિ કરી રમણી મુખોમાં,
રમણીય હંસ વચનો મણિ નૂપુરોમાં;
બન્ધુક કાન્તિ અધરો નૃમનોહરોમાં,
જાતી શરદ્ ઋતુ હવે સ્થળ અન્ય કોમાં.

( ગીતિ )

વિકચ કમળ વદનાને, પ્રફુલ્લ નીલોત્પલ નેત્રા વસુધા;
નવકાશ વસ્ત્ર ધારી, શરદ્ કુમુદ વિભ આપો ભાવ સુધા.
સર્વ જનોને અદ્ય, પ્રોન્મત્ત પ્રેયસી રહોજ સદા;
રંગ સંગ અવિભંગ, પ્રીય રહો તે દહો ન દેવ કદા.

( ઈતિ શરદ્. )

રા. ઠક્કુર નારાયણ વિસનજી.

---

## હિન્દી પ્રજાકીય કોંગ્રેસના પ્રમુખો.

( સવૈયા–એકત્રીશા. )

સુણો સ્વદેશી સઘળા બંધુ, વર્ણું પ્રેમ ધરીને આજ,
કો કો સ્થળ કોંગ્રેસ ભરાણી, કો પ્રમુખ થયા દુઃખભાજ;
પ્રથમ અઢાર પંચાશી સને, મુંબઇ મધ્યે કીધો ઠામ,
બાબુ વ્યોમેશચંદ્ર બિરાજ્યા, પ્રમુખ તણું કરવાને કામ.

સન અઢારસેં છાસી મધ્યે, કલકત્તાએ ભીડી હામ,
નવરોજી સુત દાદાભાઈનું દિસે પ્રમુખસ્થાને નામ;
મદ્રાસ મધ્યે મુકામ કીધો, સન અઢાર સત્યાસી માંય,
પ્રમુખપદે બિરાજ્યા પોતે, બદ્રુદ્દિન તૈયબજી ત્યાંય.

અલ્હાબાદ અઠયાસી સાલે, કોંગ્રેસે બહુ કીધું કામ,
જ્યોર્જ યુલને અર્પ્યું સૌએ, પ્રેમ ધરી પ્રમુખનું નામ;
બીજી વાર મુંબઈ બિરાજી, અઢારસેં નેવ્યાસી સાલ,
સર વિલિયમને પ્રમુખ સ્થાપ્યા, હિન્દ તણા સુધારવા હાલ.

અઢાર નેવુંમાં કલકત્તાએ, બીજી વારનો લીધો લ્હાવ,
કોંગ્રેસ કાર્ય ચલવવા સોપ્યું, ફીરોજશાહ મહેતાને નાવ;
સન અઢાર એકાણું મધ્યે, ત્રીજી વાર કલકત્તા શહેર,
આનંદા ચારલુ બીરાજ્યા, પ્રમુખસ્થાને કીધી મહેર.

અલ્હાબાદ વ્યોમેશ બિરાજ્યા, અઢારસેં બાણુંની સાલ,
પ્રમુખપદ સ્વીકાર્યું પોતે, બીજી વારનું આણી વ્હાલ;
દાદાભાઈ નવરોજી બેઠા, પ્રમુખસ્થાને લાહોર ગામ,
અઢારસેં તાણુંની સાલે, બીજી વારનું કરવા કામ.

અન્ય પેઠે મદ્રાસ શહેર પણ, સન ચોરાણું લેવા માન,
**આલફ્રેડ સાહેબે** હોંશે, પ્રમુખ કેરૂં લીધું સ્થાન;
સને અઢાર પંચાણું પુના, પહેલી વાર કીધો પ્રયાસ,
**સુરેન્દ્રનાથ બેનરજી** પોતે, પ્રમુખસ્થાને બિરાજ્યા ખાસ.

ત્રીજી વાર કલકત્તે કીધો, સન અઢાર છનુમાં દામ,
**રહેમતુલ્લા મહમદ સાયાની,** પ્રમુખે બેઠા કરવા કામ;
અઢાર સતાણું પહેલી વારની, ઉમરાવતી આવી કોંગ્રેસ,
પ્રમુખસ્થાને **સીટ શંકર નાયર,** કોંગ્રેસ કાર્ય ચલાવ્યું બેશ.

પણ કલકત્તા પેઠે મદ્રાસે, ત્રીજી વારનું લીધું માન,
અઢારસેં અઠાણું સાલે, **આનંદ મોહન** પ્રમુખસ્થાન;
પહેલી વાર કીધો લખનૌએ, અઢાર નવાણુંમાં મુકામ,
**રોમેશચંદ્ર દત્ત** બિરાજ્યા, સ્વદેશનો સાચવવા દામ.

લાહોર ઓગણીસેંની સાલે, બીજી વાર કરવાને લ્હેર,
પ્રમુખસ્થાન **ચંદાવરકરને,** હિંદ તણો હરવાને કેર;
ચોથી વાર કલકત્તે આવી, સને ઓગણીસેં ને એક,
**દીનશા એદલજી** બીરાજ્યા, સ્વદેશ તણો જાગવા ટેક.

ઓગણીસેં બેની સાલમાં, અમદાવાદે સાધ્યો લાગ,
**સુરેન્દ્રનાથ બેનરજી** આવી, પ્રમુખ તણો તો લીધો ભાગ;
ચોથી વાર મદ્રાસ મુકામે, કોંગ્રેસે કીધી સગવડ,
**લાલ મોહન ઘોષ** પ્રમુખે, ટાળી ભારત તણી અગવડ.

ત્રીજી વાર બીરાજી મુંબઈ, સને ઓગણીસે ને ચાર,
**સર હેનરી કોટન**ને આપ્યું, હિન્દ તણી કરવાને વ્હાર;
બનારસ મહીં બેઠક કીધી, સને ઓગણીસેં ને પાંચ,
પ્રમુખપદ **ગોખલે**ને આપ્યું, દેશ તણી જાગવા આંચ.

સને ઓગણીસો છની સાલે કલકત્તામાં કીધો દામ,
**દાદાભાઈ** બીરાજ્યા પોતે, ત્રીજી વારનું કરવા કામ;
વિલાયતથી વેગે આવ્યા, સ્વદેશહિત સાચવવા કાજ,
**'ચુનીલાલ'** કહે એવી રીતે, સ્વદેશની સહુ રાખો લાજ.

**રા. ચુનીલાલ કુબેરદાસ શાહ.**

## જાપાનનો વિજય.

( સવૈયા. )

રંગ રંગ જાપાન રંગ છે, ઉમંગ આવે અપરંપાર,
ધન્ય ધન્ય તુજ કાર્ય કહાવે, ધન્ય ધન્ય છે હજાર વાર;
"તું છે નાનું, તું છે બાળક, તું તે શું આખર કરનાર,"
એમ કહેતું આવ્યું રૂશીયા, તેને પણ તે કીધું ઠાર.

"લશ્કર પુષ્કળ, વ્હાણો પુષ્કળ, અમલદારનો પણ નહી પાર,
પૈસો પણ પૂરો પાસે છે, સુવર્ણથી છે ભરી વખાર;
મરશે પળમાં શું સમજીને, લડવાને એ થયું તૈયાર,"
એમ કહેતું આવ્યું રૂશિયા, તેને પણ તેં કીધું ઠાર.

પૃથ્વી પરના લોકો પણ વીચાર વિષે બનિયા ગરકાવ,
'મોટા સાથે બાથ ભીડીને, જાપાન શું મેળવશે લાભ?'
થઈ લડાઈ શરૂ પુર જોસે, જાગ્યું એ તો મહા રમખાણ,
દિનપર દિન શું ચકિત કરતું, રૂશિયાનો કહાડે મ્હા ધાણ.

આખર પોર્ટ આર્થરે આવ્યું, જગ જોવાને ઈંતેજાર,
કટાકટીનો વખત ગણાયો, માન્યો તેના પર આધાર;
ઘેરો તો બહુ દિન તક ચાલ્યો, કરીયા, બનીયા બહુ હેરાન, દિન૦

દશ મનવારો ડુબી રૂશિયાની, વળી ડુબાડી બીજી ચાર,
ઉશાકોફ, રૂરીક, ઓરોરા, વેરયાગને કરી નિરધાર;
ત્રણનો નાશ થયો પોર્ટ આર્થર, ઉડાડયું બોયારીન વ્હાણ, દિન૦

ઓરેલ, ઝારેવિચ, પેરીસવિયેટ, પોલટાવા, બાયાં સેનીયાવીન,
નીકોલાસ, દાયાના, આસ્કોલ્ડ, અને પલાદા એપ્રાકસીન;
લાધેલાં શકમંદ ન ગણતાં, કબજ કીધાં એકાદશ વ્હાણ, દિન૦

જોઇએ રૂસ અમલદારોનો, સ્થીર ચિત્તથી જો હેવાલ,
સાત બોલાવ્યા પાછા ને વળી, પાંચ ઘવાઇ થયા બેહાલ;
યુધ્ધે નહિ આવવાની શરતે, સ્ટોસેલ ચડી ગયો છે વ્હાણ, દિન૦

કેલર, કોન્દ્રાત્યેન્કો, સેપ્રીત્સી, રીયાબીનીન, સ્મોલેન્સ્કી,
મેકેરોફ, મોલાસ, વિટગેરન, ફોઈલકિરશાપ, રાઉટકોવસ્કી;
અને આખરે, નીચેઓગાતોફ મળી ગયા અગીયાર સ્મશાન, દિન૦

સ્મીર્નોફ, ફ્લંગ, રેસ્નાલીન્સ્કી, બાઇલાઈ ગોરબાત્કોમસ્કી;
ગ્રીગોરીયેવિચ, ઉખરેનસ્કી, તીકીતીન, લોસ્ટમીન્સકી;
ફોકવિરેન, રોઝદેસ્ટવેનસ્કી, જાપાને છે કેદીવાન, દિન૦

ચાર લાખ માણુસ પણ ખાયાં, રૂશિયાને તો મોટી ખોટ,
જાપાની નુકસાની સાથે સરખાવે તો ફાકે લોટ;
માત્ર ડુબી મનવારો સાતજ, રૂસે ડુબાડયું નહિ કો વ્હાણુ, દિન૦

અમલદાર ત્રણુ ખાયા તો છે, રૂશિયામાં ના એકે કેદ,
શરમ શરમ છે શરમ રૂસને, બાકી રહી છે શું ઉમેદ?
ગુમાનમાં ધુમતું તો આવ્યું, પણ ઉતર્યું છે પૂર્ણ ગુમાન, દિન૦

હાર્યો જુગારી બમણું રમશે, રૂશિયાએ પકડી એ ચાલ,
પોર્ટ આર્થરથી મુકદન આવ્યા ત્યાં પણ બનિયા બહુ બેહાલ;
બાલ્ટીક કાફલો પૂર ઉમેદે, લઇ આવ્યા ના રહ્યું નિશાન, દિન૦

ઓ નાનકડા, ઓ બાલકડા, તેં તે શું કીધું આ કામ?
તુજ ચાલાકી માટે તુજને, લાવી શું આપું ઇનામ?
નથી મુજ પાસે હીરા મોતી, નથી અરે હું જમીનદાર,
ધન્ય ધન્ય તુજ કાર્ય કહાવે, ધન્ય ધન્ય છે હજાર વાર.

**ગુણવંતલાલ છોટાલાલ દેસાઈ.**

---

## ગુણવંતી ગુજરાત.

### ( રાગ માઢ—ગરબી. )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત,
સુખસાગર સાક્ષાત, અમારી ગુણવંતી ગુજરાત.
જંગલ મંગળકારી દીસે, સહુ ફળ ફુલ ભરપૂર,
નદી નાળાં સરોવર દેખી, આનંદ વ્યાપે ઉર;
**અમારી ગુણવંતી ગુજરાત.**

ઝાડ પ્હાડ ને સાગર સર્વે, ઉપયોગી અમૂલ,
જેના પ્રતાપે સર્વ ઠેકાણે, વૃદ્ધી થાય અતુલ; અમારી૦

બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય ને શુદ્ર, સર્વ નાતની માત,
પ્રેમ સહિત સહુ પાયે પડીએ, દેવી છો સાક્ષાત; અમારી૦

ધન ધાન્ય ખડ બહુ પાકે, ધાતુ ખાણુ અપાર,
બાળક તારા બહુ સુખ પામી, નમે છે વારંવાર; અમારી૦
સેવકના એ બોલ આ સુણો, કહે છે '**ચુનીલાલ**',
સુખી રહે સૌ બાળ એવી ઘો, આશિષ આણી વ્હાલ; અમારી૦

**રા. ચુનીલાલ કુબેરદાસ શાહ.**

---

## સ્વદેશસ્તોત્ર.

**( આરભી રાગ—તાલ દાદરો. )**

**નમું નમું તને મારી માતૃભૂમી. ( ૨ )**

નમું નમું તને મારી ભર્તભૂમિ
આર્યભૂમિ નમું, નમું હિન્દભૂમી,
દેવભૂમિ નમું, વિરભૂમિ નમું,
નમું નમું મારી બ્રહ્મભૂમિ— નમું૦ નમું૦

સત્યવાદી **હરિશ્ચંદ્રે** તારી,
**સત્યથી** કુખ શોભાવી;
તે ગુણ **સત્યનો** દે તુજ તનુજોનાં,
અંતર માંહી દસાવી, નમું નમું૦

ધર્મિષ્ઠ **ધર્મરાજાએ ધર્મે**,
ધર્મધ્વજા કર ધારી;
આર્ય બાલુડાને ધર્મ તે આપી,
પ્રીતે લેજે તારી, નમું નમું૦

જ્ઞાની **જનક વિદેહી** નરેશે,
જ્ઞાનથી કિર્તી રિઝાળી;
એ **જ્ઞાન** આર્ય અર્ભકને આપ મા
જેથી થાયે પુન્યશાળી, નમું નમું૦

દયાળુ દેશના દીપક **વિક્રમે**,
**દયાથી** દેહ દીપાવી;
ભારત પૂત્રોમાં **પરદુઃખભંજન**,
ગુણને દે મા વસાવી, નમું નમું૦

રઘુકુળભૂષણ **રામ રાજાએ,**
અષ્ટાંગે **નિતીને** ધારી;
તે ગુણ **નિતીનો** આપ મા પ્રેમે,
જેથી સંતતિ થાયે સારી, નમું નમું૦

ભક્તશિરોમણી **પ્રહલાદજીએ,**
**ભક્તિથી** પ્રભુ રીઝાવ્યા;
ભક્તિનો તે ગુણ દે તુજ શિશુને,
ટાળી પ્રપંચ ને માયા, નમું નમું૦

દાની **બલીરાજ કર્ણ** ભૂપતિએ
**દાનથી** હસ્ત શોભાવ્યા;
તે **દાનનો** ગુણ દે તું દયાળી,
જેથી થાયે સુખી તુજ જાયા, નમું નમું૦

બળવાન **ભીમ અભિમન્યુ,**
**અર્જુન, ભિષ્મ, ભગિરથ,** વીર;
**શિવાજી, જેમલ, સમર પૃથુ,**
સરખા આર્યોને કર **રણધીર,** નમું નમું૦

દેજે **સ્વદેશ** કે **ભગવદ્‌ભક્તિ,**
ઉન્નતિ દેશની થાયે, ( ૨ )
**પ્રહલાદ** કરજે કે **પ્રતાપ** કરજે,
માગું કર જોડી એ માય; નમું નમું૦

**રા. રણછોડલાલ મહાસુખરામ કવિ.**

---

## યશોગાન.

**જય જય ભારત માત,**
તારૂં ગૌરવ શું રૂપાળું?
નથી નથી કંઇ ખામી માત,
તારૂં ગૌરવ શું રૂપાળું?

ગંગા, યમુના, તાપિ, નર્મદા,
આનંદદાયક ભાળું ભાળું,
પ્રેમ, ધર્મ, ને કર્મની માતા,
ધન, ધાન્ય, ને સંપત્તિ માતા;
સૌ જગત પોષણ દાતા, જય જય૦

રામ, કૃષ્ણ, ભીમ અર્જુન જેવા,
કરતા પ્રેમેથી તમ સેવા;
જન્મ્યા'તા પુત્રો તેવા, જય જય૦

ભોજ, વિક્રમ ને પૃથુ ક્ષત્રિ
કાલિદાસ ને બીરબલ, મૈત્રિ;
વળી ઋષિ સમ વિશ્વામૈત્રિ, જય જય૦

હેમંત, વસંત ને યશવંતી,
સીતા, કુન્તા ને મંદોદરી;
ધરતી દીસે રૂડી પ્રેમ ધરી, જય જય૦

**રા. ચમનલાલ છોટાલાલ દેસાઈ.**

---

## આશિર્વાદ.

### (શાર્દુલ વિક્રિડીત)

પામો સુખ અપાર વૃત્તિ વધજો, દાને શુચી સર્વદા,
પામો કીર્તિ પવિત્ર પ્રીતિ તળમાં, વ્યાપાર વાધો સદા;
પામો ઉચ્ચ મતી સુકાર્ય કરવા, ઐશ્વર્ય આરોગ્યતા,
પામો લક્ષ્મિ વિશેષ પ્રજા નરમાં, પામો ઘણી મિત્રતા.

**રા. જેકીશનદાસ ઓમજી ભગત.**

# રા ઠક્કુર નારાયણદાસનાં કાવ્યો.

## પ્રેમભાવ.

( હરિગીત. )

જે કલ્પના, જે લાલસા, જે ક્ષોભ, મોહ વિચાર છે,
માનવ–હૃદય–ભૂ માંહિ ઉગતા, પ્રેમના ઉદ્દ્ગાર છે;
છે પ્રેમ ભવનો આદિ કર્તા, સૃષ્ટિનો એ સાર છે,
એ વિશ્વનો પોષક સમર્થક ઈશનો આકાર છે.

સહુ શ્રેષ્ઠ કાર્યોનો જગતમાં, પ્રેમ શુભ ઉદ્દેશ છે,
મન, યોગ, જપ, તપ, ધ્યાનનો, એ પ્રેમ શુભ અવશેષ છે;
આનંદ, આધ્યાત્મિક, સમુન્નતિનો ભર્યો ભંડાર છે,
ને ધર્મ કર્મ પવિત્રનો, એ પ્રેમ દૃઢ આધાર છે.

એ પ્રેમને આધીન, નભમાં ઝગમગે છે તારિકા,
બોલે વને એ પ્રેમ વશ થઈ, કોકિલા, શુક, સારિકા;
છે પ્રેમ સંચાલક સમીરણનો, વિદિત સંસારમાં,
નભમાંહિ શશિ રવિ ભ્રમણ કરતા, શુદ્ધ પ્રેમ પ્રચારમાં.

ભેદી ગિરીના ગાત્રને, અવિચળ અલૌકિક ટેકથી,
જાતી સમુદ્ર સમીપ સરિતા, સ્નેહના ઉદ્વેગથી;
શરદિન્દુ નીલાકાશમાં, વિહરે વિશેષ પ્રભાવથી,
સાનન્દ સાગર ઉછળે, તે પ્રેમના અતિ ભાવથી.

ઘન અંકમાં વિદ્યુત સમાતી, પ્રેમના ઉચ્છ્વાસથી,
શોભા વધારે ગુલ્મ તરુની, પ્રેમના આભાસથી;
નાચે મયૂરો દેખી ઘન, તે વિવશ થઈને પ્રેમથી,
ભાળે ચકોરો ચન્દ્રને, તે પ્રેમ અતિ સક્ષેમથી.

વર કામિનીના વસનમાટે, કીટ અર્પે પ્રાણને,
આપે પુરુષ–હિતકાજ, પ્રમદા રૂપ–યૌવન દાનને;
મધુકર સુખો માટે સદા, ખીલે તડાગોમાં કમળ,
ને મત્સ્યના સુખ કાજ રહે, નિત્યે કઠિન હિમ તાપ જળ.

મૃગ મોદ મારે વેણુ રોતી, છિદ્ર છાતીમાં કરી,
દીપક દહે નિજ દેહને, તે શલભ સુખ હૃદયે ધરી;
વિશ્વે કદાપિ સ્વાર્થમય, નહિ પ્રેમ કરવો જોઇએ,
પરહિત વિમળ જળથી સદા, હૃત્કૂપ ભરવો જોઇએ.

છે પ્રેમ જગનો દેવ, એ સિદ્ધાંત સહજ પુનીત છે,
મિથ્યા જગતના પ્રપંચ, ને પ્રેમ દૈવિક ગીત છે;
નાના સ્વરૂપોથી વિચરતો, પ્રેમ આ સંસારમાં,
છબિ જોઈ લ્યો એની મનોહર, લોકમાં પરિવારમાં.

શુભ શિષ્ય-શ્રદ્ધા તાતનો વાત્સલ્ય ભાવ પવિત્ર જે,
ત્યમ સ્નેહ માતાનો સુપાવન, સ્વજન સ્નેહ વિચિત્ર જે;
સાત્વિક સતીનો સત્ય ધર્મ, કઠોર પ્રેમોપાસના,
ત્યમ ભક્તિ ભક્તોની ભલી, સંન્યાસીઓની સાધના.

સાહિત્યની સેવા પ્રશંસિત, દેશની હિત કામના,
ત્યમ ધર્મનું પાલન અને નિજ વૈરિજનનિર્યાતના;
એ પ્રેમનાં સહુ ભિન્ન રૂપ, અનૂપ નિશ્ચિત ધાર્ય છે,
સહુ ધર્મ વ્રત સાધન ક્રિયાઓ, પ્રેમનાં સત્કાર્ય છે.

જે ધ્યાન, પૂજન, ભક્તિ, સંયમ, કીર્તનાદિ તમામ છે,
તે વિવિધ સુન્દર સર્વ કેવળ, પ્રેમનાં મધુ નામ છે;
છે યજ્ઞ અદ્ભુત પ્રેમ, પ્રેમીનો જગત્માંહી મહા,
તે યજ્ઞમાં તે સ્વાર્થનું, બલિદાન આપે છે અહા!

એ પ્રેમયજ્ઞ ન પૂર્ણ થાતો, સ્વાર્થની આહુતિ વિના,
નિઃસ્વાર્થ પ્રેમીના ગુણોને, હું શકું જ ગણાવિ ના;
છે આત્મ-વિસ્તૃત મહાયોગી, સહજ પ્રેમી સર્વદા,
આ બાહ્ય સંસારે ન તેની, દૃષ્ટિ તો જાતી કદા.

નિજનાં સુખો પ્રતિ તે કદા, ભ્રૂક્ષેપ પણ કરતો નથી,
ઉપહાસ, નિન્દા, તાપ, દુઃખે તે કદા ડરતો નથી;
સ્વપ્નેય તેના ચિત્તમાં, નહિ કામના કોઈ થતી,
દુર્વાસનાઓ સહજ તેની, દગ્ધ સર્વ થઈ જતી.

આરાધ્ય પ્રિયતમના વિના, તે અન્યને નહિ માનતો,
આરાધ્ય પ્રિયતમ વિના, ભવમાં અન્યને ન પિછાનતો;

આરાધ્ય પ્રિયતમને સદા, સહુ વસ્તુમાં અવગાહતો,
આરાધ્ય પ્રિયતમના વિના, નહિ અન્યને તે ચાહતો!

તન્મય સદૈવ નિમગ્ન રહેતો, પ્રેમના તે ધ્યાનમાં,
નિજને નિરંતર ભૂલી જાતો, પ્રેમના તે જ્ઞાનમાં;
કરી ત્યાગ સંસાર સ્વાર્થનો, તે પ્રેમમાં અનુરક્ત છે,
આદર્શ-પ્રેમી પુણ્યભાજન, પ્રેમનો તે ભક્ત છે.

ભવમાં કદાપિ પ્રેમિ પુરુષો, મુક્તિને માને નહીં,
'છે મુક્તિ કેવળ પ્રેમ,' તેની ભાવના એ ભવમહીં;
અનુપમ, મનોહર, સરળ, સુખમય, ભાવના તેની ખરી,
છે મિત્ર તેના સર્વ વિશ્વે, કોઈ નહિ તેનો અરિ.

પ્રભુના અનુગ્રહના વિના, કોઇ પ્રણયિ હોતો નથી,
ને પ્રેમમાં ઉન્મત્ત થઈને, નિશિ દિવસ રોતો નથી;
પ્રેમાશ્રુથી મન શુદ્ધ થઇને, સ્વાર્થ સહુ જાતો વહી,
સંકીર્ણતા, અપવિત્રતા, મમતા ન કાંઈ શકે રહી.

પામી પ્રણયનિધિ નહિ પછી, નર યાચના કરતો કદી,
તેના હૃદયથી વહી જાતી, અન્ય ઇચ્છાની નદી;
પ્રણયી ન ભવ ઉદ્યાનમાં, કો અન્ય તરુને ઇચ્છતા,
છે પ્રેમ ઉજ્જવલ કલ્પતરુ સુખ, ને અવર ચંચલ લતા.

શિક્ષાસ્થળી છે પ્રેમની, સંસાર નિશ્ચય જાણજો,
જે પ્રેમની શિક્ષા ન પામે, અધમ તેને માનજો;
નરજન્મ તેનો વ્યર્થ છે, જે પ્રેમનો ભોગી નથી,
આદર કરે ના પ્રેમનો, તે પુરુષ સુખ-યોગી નથી.

અતએવ, વાચક, છોડીને છળ, પ્રેમની સેવા કરો,
હૃત્પાત્રને એ પ્રેમના, પીયૂષથી વ્હાલા ભરો;
એ પ્રેમથી રંગાઈને, દ્વેષાદિ બધો ત્યાગજો,
આ મોહનિદ્રામાંથી સત્વર હવે સર્વે જાગજો!

---

# ભક્ત ભોગી સંવાદ.

(ગીતિ.)

**ભોગી:**—મૃગનયના વિધુ વદના, રસિકા ગજગામિની ધ રામાનો;
જેણે સ્પર્શ ન કીધો, જન્મ તેહનો વૃથા ધરા માનો.

**ભક્ત:**— નિર્ગુણ સર્વવ્યાપી, ચિદાનંદ સૌખ્યદ પરમાત્માનો;
જેણે શોધ ન કીધો, વ્યર્થ જન્મ નરનો ખર સમ માનો.

**ભોગી:**—મધુર ભાષિણી રમણી, દૃઢ પ્રેમદા કોમળ વપુ વાળી;
એવી અબળા જેણે, નહિ સેવી, નિજ કાય વૃથા ગાળી.

**ભક્ત:** — ક્ષણનું સુખ બનવામાં, વામા કાયા ઉપવનના માળી;
પણ સદૈવના સુખને, પડશે દેવું સ્વહસ્તથી બાળી.

માટે જગમાં જેણે, સદ્ગુણ સેવી નીતિ નહીં પાળી;
વ્યર્થ જન્મ તે નરનો, વળી તેણે નિજ કાય વૃથા ગાળી.

(શાર્દૂલ વિક્રીડિત.)

**ભોગી:**-આવી અંબરથી અહા, વિધુમુખા માયાભરી મોહિની;
જેનો કંઠ તિલોત્તમાસમ તથા ઓષ્ઠો સુધા સ્નેહિની;
કાળા મેઘ સમાન કેશ શિરના શોભી રહ્યા ઝૂલતા;
તેમાં અર્જુન પુષ્પ વેણી દિસતી અન્યા હિ વિદ્યુલ્લતા—

ધારીને અતિ નમ્રતા વિનવતી પાસે રહી યોષિતા;
બોલી વાક્ય વિનોદકારક અને વૃત્તી કરી તોષિતા;
કાન્તા એ સમ થાય પ્રાપ્ત ભવમાં આવી યદા માનવી;
એથી લેશ વિશેષ સૌખ્યદ મળે શી વસ્તુ સ્વર્ગમાં નવી?

(ગીતિ.)

કરિવર કર સમ જઘનો, વદન વિભાવરી વલ્લભ સમ ધવલ;
કુચ બે કનકલશ સમ, કરે મનોભ્રમ નવ એમાં નવલ.

સ્તન મંડળની શોભા, થઇ વૃદ્ધિગત ગલ મુક્તા હારે;
દેખાતો શ્રોણીતટ, વિશાળ આ રસના કલાપ ધારે.

કલનૂપુરથી ભૂષિત, પાદાંબુજથી કરિ મોહક નાદ;
વક્ષોને સંકોચે, નયનશરે ઉપજાવે ઉન્માદ.

ભક્ત:—સ્પાધત કરિકર સાથે, જઘનો તે મૂત્રસ્રવણ સ્થાન;
વદન તુલિત શશધરથી, પણ તે શ્લેષ્માગાર મલિન માન.
ઉપમિત કનક કલશથી, સ્તનો અરે તે ખરે માંસ ગ્રંથી;
વૃથા મહત્તા પામ્યું, નારીનું નિંદ્ય રૂપ કવિજનથી.

(શાર્દૂ).

વારંવાર અતીવ નિન્દ્ય ભવમાં ભદ્રા નહીં ભામિની;
તેના પ્રેમ વિમોહમાં નહિ ફસો, અજ્ઞાનની યામિની;
ભક્તી સંગ ત્યજે ભજે ન વિભુને જે મર્ત્ય કામી અરે;
નૌકા તે નહિ પામશે તરિ જવા સંસારના સાગરે.

(શિખરિણી.)

સખા! રામા રાગો, ત્યજી ભવ રમાનો પતિ ભજો;
મનોભાવે શુદ્ધે અઘ હરણકર્ત્રી મતિ સજો;
કરો ભક્તી કાંતા, વિનતિ ભગિનીને અતિ ધ્રજો;
ક્ષમા માતા પૂજ્યા, સુહૃદ શુભ માયા પતિ હજો.

---

## માયાનું બળ અને ફળ.

### (ગજલ)

થયો ચારે તરફ ભવમાં, મહાવિસ્તાર માયાનો;
કરે છે પ્રેમથી પુરૂષો, સદા સત્કાર માયાનો —થયો૦

થશું પાપી નરકવાસી, થતાં સહવાસ માયાથી;
સમજતા તોય કયમ થાતો, નથી ધિક્કાર માયાનો—થયો૦

નજરથી નિત્ય દેખાયે, જગત્ સંહારનારી છે;
છતાં કર્મો કરે કાળાં, લઇ આધાર માયાનો—થયો૦

નથી એ માર્ગ મુક્તિનો, અચળ સુખનું ન સાધન એ;
તથાપ રમ્ય દેખાતો, વિકટ આકાર માયાનો થયો૦

ન છૂટે કોઇ કાળે તે, ફસાયો જે જરા એમાં;
હૃદય પાપી બને પૂરૂં, થતાં સંચાર માયાનો—થયો૦

કર્યું જો એક પાતક તો, કરી બીજાં બહુ પાપો;
પતાકા પાપની ફરકાવતી, એ સાર માયાનો—થયો૦

---

## ભક્તની મહત્તા.

(ગજલ).

પ્રપંચી લોભીનો ભવમાં, કદા જયકાર નહિ થાતો;
પ્રપંચે જે મચેલો તે, વિકટ દુઃખમાંહિ અટવાતો—પ્રપંચી૦

સુખી છે તે સરલ જે છે, ધરે મન ધ્યાન ઇશ્વરનું;
સદા સંસારમાંહીં તે, પ્રભુનો ભક્ત પૂજાતો—પ્રપંચી૦

વિજય થાતો સરળતા, નિષ્કપટતા, ધર્મ નિષ્ઠાથી;
નહીં આ દાવ દુનિયાનો, દગાબાજીથી જીતાતો—પ્રપંચી૦

ન દારા, પુત્ર, દુહિતા, બંધુ, મિત્રો દુઃખનાં સાથી;
તથા લક્ષ્મીય ચંચલથી, અચળ સુખમાં ન જન જાતો—પ્રપંચી૦

લહે છે મોક્ષ તે અંતે, કરે જે ભક્તિ ભાવેથી;
ખરો છે ભક્ત જે જન તે, સમાજે પૂર્ણ પંકાતો—પ્રપંચી૦

---

## ઇશ્વર.

( હરિગીત. )

છે જડમહીં તે ઇશ ને વળી ઇશ છે ચૈતન્યમાં;
પાપીમહીં પણ છે અને ધર્માત્મા તનુ ધન્યમાં;
મુજમાં અને તુજમાં વસે જે ઇશ તે તો એક છે,
બહુ ઘટ વિષે રવિ બિંબ સમ બસ ભાસનો અતિરેક છે;
જાણે ન તેને નહિ જુએ એ માનવી અજ્ઞાન છે;
સર્વત્ર તે વ્યાપક નિરંતર ભક્તનો ભગવાન છે.

---

## "યમ" નામ.

( દોહરો )

સકળ જનોનો જે કરે, પળમાં અંતઃકાળ;
તે પ્રચંડ યમરાજ છે, જેનું તેજ વિશાળ.

જ્ઞાની અજ્ઞાની તથા, હો કાયર કે શૂર;
યમના નામ શ્રવણથી, થર થર કંપે ક્રૂર.

---

## પ્રીતિ.

(કુમરી-જનમ્યો જગમાં તે વૃથા જનમ્યો-એ રાહ.)

હૃદયોદ્યાને સુંદર લતિકા, ઉગતી તેની અભિધા પ્રીતિ- હૃદયો૦
ઉષ્ણે બળતી ઇતર લતા પણ, વિરહ વન્હિથી એ અતિ વધતી;-હૃદયો૦
દુઃખ, શોક, અશ્રૂની વૃષ્ટી, એ લતિકાનું પોષણ કરતી;- હૃદયો૦
આલિંગતિ જે તરુને તે સહ, વસતી, હસતી, જીવતી મરતી- હૃદયો૦
આપત્તીના દાવાનળમાં, નૂતન કુસુમો હર્ષે ધરતી;- હૃદયો૦
ક્ષમા શાંતિ ને સહનશીલતા, દિવ્ય ફળો એ સદા આપતી- હૃદયો૦
કામ, મોહ, વિષ વૃક્ષ નિરાળાં, કલ્પલતા એ નષ્ટ ન થાતી- હૃદયો૦

---

## પાતિવ્રત્ય.

(હરિગીત.)

જે પ્રેમદા નિજ પતિ ચરણમાં લીન શિરને રાખતી;
જપતી હૃદયની એક નિષ્ઠાથી નિરંતર પતિ પતિ;
સ્વપ્નેય અન્ય ધ્યેયના તે ધ્યાનમાંહી નહિ જતી;
પતિ હોય સુંદર કે અસુંદર તોય તેને માનતી;
એ શ્રેષ્ઠ પાતિવ્રત્યથી સ્ત્રી સૃષ્ટિમાં પૂજાય છે;
આ વિશ્વનો ચાલક વિભુ પણ દાસ સતીનો થાય છે.

---

## સ્ત્રી અને પુરૂષ.

(દોહરો)

સ્ત્રી ને પુરુષ ઉભય વિના, ચાલે નહિ સંસાર;
સ્ત્રી જો વીંટી તો પુરુષ, માણિક્યજ નિર્ધાર.

---

## અર્ધદગ્ધ.

(ગીતિ.)

અજ્ઞ થાય વશ સહજે, વિશેષ સહજે વિશેષજ્ઞ થાતો;
જ્ઞાનાંશ દગ્ધ જનને, સમજાવી નહિ શકે જે બ્રહ્મા તો.

# વૈદ્યકવિ દુર્લભદાસ શ્યામજી ધ્રુવનાં કાવ્યો.

## ચેતવણી.

### (ઝુલણા.)

ાજ ને કાલ કરતાં વીત્યા જન્મ બહુ તોય તુજને નથી જ્ઞાન થાતું;
રીના નેહમાં, શિશુ તણા સ્નેહમાં, જાય છે ચિત્ત તારૂં હણાતું;
ન તણી ધાબળી પલળીને પાણીથી જે રીતે થાય છે ખૂબ ભારે;
મ તુજ હૃદય પણ ભાર વાળું બને, રાગ રજકણ અને દ્વેષ ક્ષારે.

સૂર્ય ઉગે અને આથમે તે થકી, થાય છે ક્ષીણ આયુષ્ય તારૂં,
તું નથી જાણતો કાળની રમત એ, તારે મન માત્ર છે મારૂં મારૂં!
મરણ ને સંકટો અવરનાં તું જુએ, તોય પણ ના ધરે લેશ ભીતિ,
મોહ મધુપાનથી છેક ઉન્મત બન્યો, રાખીને સ્વાર્થની સાથ પ્રીતિ.

યૌવને આંધળો, ધન મદે બધિર થઇ, જોતો સુણતો નથી સાચું ખોટું,
તોર ને જોરમાં નવ ગણે કોઇને, તારૂં એ કેવું અજ્ઞાન મ્હોટું!
બેડી મમતા તણી પગ વિષે પહેરીને, ભોગવે ઘર રૂપી કેદખાનું;
જા કદિ બ્હાર પણ ચિત ચતુરા કને! કષ્ટ આ શું ગણે છેક ન્હાનું?

શાસ્ત્ર રૂચે નહિ સંત નવ સાંભરે, દેવું લવ ના ગમે પાત્ર કરમાં,
ઉચ્ચથી નવ ડરે, નીચનો ભય ધરે, ગણતી હું કયમ કરૂં તારી નરમાં!
મારે વલખાં ઘણાં દ્રવ્યને કાજ તું, ભજન પણ લેશ કરવું ગમે ના,
જેમ ઝાઝું મળે તેમ ઇચ્છા કરે, મરણ અવસર લગી તે શમે ના.

આ તે તુજ અશુભ કે શ્રેય છે જો જરા, હૃદયચક્ષુ વડે શાન્ત બેસી,
ભોગથી તૃપ્તિ શું કોઇની થઇ અરે થાય છે સૂક્ષ્મમાં જો પ્રવેશી;
હરિગુણ ગા અને હરિકથામૃત તણું, પાન કરનાર થા શ્રેય કરવા;
કાંઇ થાશે નહિ પડી રહ્યે જડ ભૂમિપર, કાળના પ્રબળથી હાય! મરવા.

મરજી જો થાય તો તરતમાં લે કરી, યજન, પૂજન, ભજન દેવ કેરૂં,
દેહને જીવનું રૂપ શાને ગણે, દેહ છે જીવનું માત્ર દહેરૂં!
દાસ **દુર્લભ** કથે મફતનો શું મથે? રંચ સરખો નથી સાર જેમાં,
સાર તો એક છે બ્રહ્મના જ્ઞાનમાં, લક્ષ તું રાખજે શુદ્ધ એમાં.

## આ પણ એક ભાવિ.

### (ગઝલ-પહાડી.)

અમે રોયા કદિ કિંવા હસ્યા, એ એક ભાવિ!
અમે પરદેશ કે વતને વસ્યા, એ એક ભાવિ.—ધ્રુવ.

અમે ખોયું બધું યા, ધામ ધન બહુએ કમાયા,
અમે છૂટ્યા કિંવા ફંદે ફસ્યા, એ એક ભાવિ! અમે૦

અમે આગળ વધ્યા, પાછળ હઠ્યા, યા જંગ જીત્યા!
અને બેસી રહ્યા કિંવા ખસ્યા, એ એક ભાવિ! અમે૦

અમે કરવા ગયા જ્યાં ઐક્ય, ત્યાં કંકાસ જાગ્યા,
અમે કંકાસ કરતાં આળસ્યા, એ એક ભાવિ! અમે૦

અમારા શત્રુઓ સ્નેહી, થયા આનંદ સાથે,
અમારા સ્નેહીઓ અમ પર ધસ્યા, એ એક ભાવિ! અમે૦

અમારો જ્યાં નહિ વિશ્વાસ, ત્યાં વિશ્વાસ આવ્યો,
અમે જેના હતા તેણે કસ્યા, એ એક ભાવિ! અમે૦

અમારા દંશ કરનારા થયા પગ ચાટનારા,
અમોને ચાહનારાઓ ડસ્યા, એ એક ભાવિ! અમે૦

---

## તૃષ્ણાને ઠપકો.

### ( ભેરવી. )

( મન મેરા હવે મગરૂરી—એ ગતની. )

તું પાછળ કેમ પડી છે? દ્વારે શીદ અડી છે રે? તું પાછળ૦
લાખોને લટકાવી માર્યા, ફાંસી તારી વડી છે રે;
સર્વ થકી સાચું કહું સૌના, માથાની તું જડી છે રે-તું પાછળ૦
મૂર્ખ તણો તો શું ય એ રતો! ચાતુર ચિત્ત ચડી છે રે;
વિદ્વાન કરતાં ઘણી વધારે, તારી ગુપ્ત હડી છે રે-તું પાછળ૦
જ્યાં જોઉં ત્યાં તારી બેડી, તારી તેમ કડી છે રે;
હાથ પાય તેં સૌના બાંધ્યા, સત્તા તારી છડી છે રે-તું પાછળ૦
કસોટી કરવા દૈવે તુજને, લોઢાનીજ ઘડી છે રે;
વદે **શ્યામ** સુત **દુર્લભ** મુખથી, તું અગ્નિ સગડી છે રે-તું પાછળ૦

## અકળામણ.

(ધીરાના પદનો ઢાળ.)

આંટી આવી ઉભી રે, ઉકેલે કોણ એને?!
મતલબની માયા રે, પૂછે છે કોણ કોને? આંટી૦

પૂછીએ તો કોઈ ઉત્તર ન આપે, વણ પૂછે મન મૂંઝાય;
સૂઝે ન આમાં, કે શું કરીએ? માગી મળે ન સહાય–
પીડા આ તો મ્હોટી રે, હસી ટાળે કહિયે જેને—આંટી૦

સાંકડ નહોતી ત્યારે સર્વે, રૂડું મનાવીને રોજ;
સગાં સ્નેહીઓ, ખાનપાનની ઉડાવતા'તા મોજ!
હવે નાઠા છેટા રે, દેખી માગ્યાના ભેને— આંટી૦

સોણે સામા મળ્યા નહીં તે, છતમાં કાઢે સગાઈ;
અછતમાં તો અળગા રહીને, રાખે શત્રુતાઈ!
આને કહીએ કેવા રે? સાચું ન પોસાય તેને—આંટી૦

કોનો આમાં ધોખો ધરીએ? કોનો આમાં નહીં?
માટીનાં મટકાં સૌએ સરખાં, સાર ન દીઠો કંઈ—
કાલ વહી જાશે રે, હમણાં તો વેઠી લે ને— આંટી૦

તડકા છાંયાનો ક્રમ જાણીને, જાળવવી નિજ જાત;
નથી પડનારી કોઇના શિરપર રાતની ઉપર રાત—
દુર્લભ એવું સમજી રે, શ્રી હરીને શરણે રહે તે—આંટી૦

---

## તમારે શું? અમારે શું?

( ગઝલ. )

થવાનું થાય છે તેમાં, તમારે શું? અમારે શું?
જવાનું જાય છે તેમાં, તમારે શું? અમારે શું?

ફકીરો જે અમીરો તે, અમીરો જે ફકીરો તે;
સમય બદલાય છે સૌનો, તમારે શું? અમારે શું?

હતો જ્યાં ઓટ ત્યાં ભરતી, ભરેલું થાય છે ખાલી!
પવન ફૂંકાય જ્યાં એવો, તમારે શું? અમારે શું?

મજેની ચન્દ્રની શોભા, પ્રભા નિજ ખોઈ પણ દે છે!
નિયમ છે એજ સૃષ્ટિનો, તમારે શું? અમારે શું?

ગમે છે શ્રેય ત્યાં સંકટ, કહોની કેમ આવે છે?
હૃદય ભય થાય છે મિથ્યા, તમારે શું? અમારે શું?
કહી આ દુર્લભે વાણી, વિવેકી સૌ વિચારોની;
સફળ નહીં થાય એ તોયે, તમારે શું? અમારે શું?

---

## સુમન સરોવર.

### ( લાવણી. )

સ્નેહ નગરમાં સુમન સરોવર, મહદ્ એક મેં દગ દીઠું;
પાણી તેનું અતિશય નિર્મળ, શીતળ અમૃત સમ મીઠું.
તૃષિત કોઇ પણ આવે તેની, તૃષા શમે છે તેનાથી;
એવું સર નથી કોઈ સ્થાનમાં, સાચા સંકટનું સાથી.
ગૌરવ માન સરોવર કેરૂં, વાંચ્યું છે બહુ શાસ્ત્ર વિષે;
સુમન સરોવર આગળ એ પણ, મમ આંખે અતિ ગૌણ દિસે.
માન સરોવર માત્ર હંસને, દે છે મોતીનો ચારો;
પણ આ સર તો શત્રુ મિત્રને, સમાન આપે સધિયારો.
માન સરોવર માન ધરે છે, પણ નહિ આને માન જરા;
સદા સાચવે શાન્ત સ્વભાવે, કુળવાનોની પરંપરા.
માન સરોવરને કાંઠે મેં, નથી સુણ્યા તરૂ ઉગેલા;
સુમન સરોવરને કાંઠે તો વિવિધ વૃક્ષ ને છે વેલા.
ગુણુ ગુલાબનો પાર મળે ના, ડોલર ડહાપણ દર્શાવે;
આમ્ર તરૂઓ ઉદાર થઇને, મિષ્ટ ફળો બહુ ખવરાવે.
ચતુરાઇના ચંપા મ્હેકે, રાયણ પણ રસ દે લ્હેકે;
ખાય લવારો લળ લટકાંથી, જાય ન આદર વિણુ એકે.
તપ્ત દેહને છાયાનું સુખ, હર્ષ ધરીને આપે છે;
સુગંધથી તર મગજ કરીને; ક્લિષ્ટ કલ્પના કાપે છે.
બ્રહ્મ ભણી લઈ જાય વળી એ, ત્રિવિધ તાપથી છોડાવી;
ગુપ્ત રહી જ્ઞાનામૃત ભોજન, પાત્ર વિષે દે પિરસાવી.
આવો સંધી નથીજ મળતો, **દુર્લભ** સત્વર શાણો થા;
જો ચૂકયો તો જરૂર જગતમાં, ખાવાં પડશે બહુ ગોથાં.

---

## વિવિધતા.

(ગઝલ-કલ્યાણની.)

અમે એકેકને એકેકમાં ગુલ્તાન જોયા!
અમે એકેકમાં એકેકને હયરાન જોયા— અમે૦

અજબ હું થાઉં છઉં કુદરત તણી જોઇ કરામત!
પવન છે એક તેનાં ભિન્ન મેં તોફાન જોયાં—અમે૦

કહેવું એમુનાસિબ તોય માનું હું મુનાસિબ,
શરીરી એક તેનાં સેંકડો અભિધાન જોયાં! અમે૦

કુબાને મહલ વચ્ચે કેટલો દેખું તફાવત!
અમીરી ને ફકીરી બેયનાં મેં સ્થાન જોયાં! અમે૦

બધે છે પંચ કોશો, પંચ તત્ત્વો પંચ, પ્રાણો;
છતાં પ્રત્યેકમાં મેં માન ને અપમાન જોયાં—અમે૦

ન કોઇ સર્વ રીતે સૃષ્ટિમાં સાવધ જણાયું;
અમે પ્રત્યેકને પ્રત્યેકમાં બેભાન જોયા— અમે૦

કરી જલપાન વૃદ્ધિ પામે સરખી ઝાડ સંજ્ઞા;
તથાપિ સર્વ કેરાં જુદાં જુદાં પાન જોયાં! અમે૦

જુદાઇ આમ જોઇ, ઉપજે અનિવાર્ય સંભ્રમ!
નિવારે તેજ, જેણે બ્રહ્મને ધરી ધ્યાન જોયા! અમે૦

---

## અમારૂં સર્વ ન્યારૂં!

(ગઝલ—ભૈરવીની.)

અમારા વેગને અહીં કોણ છે અટકાવનારૂં?
અમારૂં નામ ન્યારૂં, ધામ ન્યારૂં, કામ ન્યારૂં— અમારા૦

કહે કદિ કોઇ અમને, ગાફિલ, દાના યા દિવાના;
નથી પરવા! અમે જાણ્યું બધા જગને અકારૂં! અમારા૦

રસમ આવી અમે આલમ તણી દીઠી નજરથી,
કહે કોઇ સારૂં તો તેને કહે કોઇ નઠારૂં— અમારા૦

અમારા દિલ વિષે ઝલકાટ કરતું તેજ જે છે.
અમારા પ્યારને તે તેજ છે બદલાવનારૂં— અમારા૦

અમે કહિશું નહીં, લવ રાગી કે વીતરાગ છઇએ,
અમે અહીં કોણ છઇએ? જાણે એ અંતર અમારૂં! અમારા૦
અમારી આંખ ન્યારી, કાન ન્યારા, ચાલ ન્યારી!
અમારો દેશ ન્યારો, વેશ ન્યારો, ભિન્ન બારૂં! અમારા૦
જવાનું છે અમારે અન્ય સ્થાને, અન્ય માર્ગે;
અમારૂં રૂપ એકજ એક સાથે છે જનારૂં! અમારા૦
અમે નોખા નહોતા તે છતાં નોખા પડ્યા'તા!
નહોતું જ્ઞાન વિણુ સંધાન એ પાછું થનારૂં— અમારા૦
ભલું આ એક ભાગ્યું કે મળ્યો ઉસ્તાદ અમને,
હવે આ શ્રેયમાં નથી કોઇ આડે આવનારૂં. અમારા૦

---

## જ્ઞાનભૈરવ.

**(પદ્મણી પ્યારથી રે, પ્રતિદિન રાખીશ પાસ-એ ગત.)**

જગત્ આ ક્લિષ્ટ છે રે, સુખમય એકજ જ્ઞાન-જગત્ આ૦
જ્ઞાન રૂપ છે નાવ અનુપમ, આ ભવ તરવા રે,
જ્ઞાન વિના જન પશુ સમ જાણો, આવ્યા ચરવા રે;
જે પામર ચેતે નહિ ચિત્તે, તેને શું કહેવાય?
કરણી તેવી પાર ઉતરણી, એ કહેવત ઉચરાય- જગત્ આ૦
ધર્મ કર્મમાં ધ્યાન ન રાખે થઇને અંધા રે,
સ્વારથ માટે ઘણાં કરે છે, નીચા ધંધા રે;
પાછળ કાળ ભમે છે તેની ખબર ન રાખે લેશ,
કોણુ થાય અજ્ઞાની એવા, વાનરનો એ વેષ! જગત્ આ૦
અહીં અવતરી પડે મોહમાં, જ્ઞાન આવે રે,
થાકીને પસ્તાય પછી દિન વ્યર્થ ગુમાવે રે;
જપ ભૂલી બહુ પાપ કરે છે, રેંટ પ્રમાણે થાય,
એક ભર્યું ઠલવાય એકમાં, પાણી પાછું ભરાય-જગત્ આ૦
કાયર નરનું કામ નથી એ, કોણુ વખાણે રે?
વિવિધ આમ બદલાય રંગ તે, વિરલા જાણે રે;
અચળ જ્ઞાન વૈરાગ્ય બેય છે, એ વિણુ અચળ ન કોય;
ભાગ્યશાળી જન ઇચ્છે મનમાં, ઘટઘટ હેમ ન હોય-જગત્ આ૦

---

## તમારૂં અમારૂં એકજ છે.

ભુજંગી. (કન્હરો, પીલુ, બરવામાં પણ ચાલે.)

અમારૂં તમારૂં બધું એક જાણો, નહીં શોક વા હર્ષનો વેગ આણો;
વ્હેંચી પીયો સર્વ સારૂં નઠારૂં, નથી ભિન્ન કાંઇ તમારૂં અમારૂં.
કમાયા તમે જે અમે તે કમાયા, અમે જે કમાયા તમે તે કમાયા;
બધું એક માનો નથી કોઈ ન્યારૂં, વદો વ્યર્થ શાને તમારૂં અમારૂં?
તમે બીજ બોયું અમે તેજ બોયું, તમે જેહ ખોયું અમે તેજ ખોયું;
તમારા વિના કોણ છે અન્ય પ્યારૂં, પછી ક્યાં કહો છો તમારૂં અમારૂં?
તમે બોલશો તે અમે બોલવાના, તમે ખોલશો તે અમે ખોલવાના;
કહ્યું મિષ્ટ પાણી કહ્યું તેમ ખારૂં? નથી ભિન્ન જ્યારે તમારૂં અમારૂં.
તમે જ્યાં જવાના અમે ત્યાં જવાના, નથી છુટવાં પડ્યાં જેહ પાનાં;
હવે અન્યથા શું કહો હું વિચારૂં, નથી ભિન્ન જ્યારે તમારૂં અમારૂં?
તમે ને અમે બે જન્મ્યા એક સાથે, તમે ને અમે બે રમ્યા એક સાથે;
પછી ભિન્નતાનું ગ્રહો શીદ બારૂં, સદા એક છે જ્યાં તમારૂં અમારૂં?
વદે **શ્યામ**નો પુત્ર વેદોક્ત વાણી, નથી સુજ્ઞ લોકો થશે જે અજાણી;
કહ્યા અલ્પ હું શું વધારે સુધારૂં, નથી ભિન્ન જ્યારે તમારૂં અમારૂં?

---

## જીવને ઉપદેશ.

( રાગ—સોરઠ—સારંગ. )

( વિમળા નહિ કરશો ઉચાટ—એ ગત. )

જો વિચારી જીવ, સમય આ જાય છે રે—ટેક.

ગયું દ્રવ્ય પણ પાછું મળશે, મહા રોગનું બંધન ટળશે;
પણ ગઇ વેળા હરિ રૂપ ગણાય છે રે— જો વિચારી૦
ભૂમંડળમાં જન્મ ધર્યો તે, શા કામથી સફળ કર્યો તેં?
તને તર્ક શું તેનો તનમાં થાય છે રે?— જો વિચારી૦
ધન મદમાં બેહદજ ભમે છે, વિષય ગાન ને તાન ગમે છે;
ગહન જ્ઞાનનો પણ ક્યાં રાગ ગવાય છે રે? જો વિચારી૦
બહુ પામીને મ્હોતે ઝાલ્યાં, સંકટનાં સ્થાનોમાં ધાલ્યા;
સર્વ વસ્તુને કાળ ભયંકર ખાય છે રે— જો વિચારી૦
મહાન્ પુરૂષો રહ્યા ન બેસી, તેનો કાળ થયો છે દ્વેષી;
દયા દાનથી સદૈવ જન પંકાય છે રે— જો વિચારી૦

## ઉદયાસ્ત.

### (મરાઠી ચાલની સાખી.)

ભૂલી જાય જન દુઃખના દિવસો, એ પણ એક નવાઈ!
જરા જુએ પોતાનું સુખ કે જાય ત્વરિત છલકાઈ!!
ભોગવ્યું દુઃખ નથી જાણે! અંતરે ગર્વ એમ આણે!
જો કહિયે કે નથી રહેતું, કદિ પણ સરખું ટાણું;
આજ આમ તો કાલ કેમ છે, એક સાંજ એક વ્હાણું;
માટે વિવેકથી વર્તો, પાળો ધર્મ તણી શર્તો.
આવે છે કે નથી આવતા? દિવસ આગલા યાદ!
આ પણ રહેશે કે વહી જાશે, અમથો કાં ઉન્માદ?
રાખવો! સમજો ક્રમ સાચો, આગલો ઇતિહાસ વાંચો.
મળે કોઇ આવો વક્તા પણ, યોગ્ય મળે નહીં શ્રોતા;
ધનગર્વી તો પરમ બોધને, નથી સાંભળતા જોતા;
જો કે વંધ્ય નથી વસુધા, હોય કયાં વિષ તો કયાંક સુધા!
આવે જેવો અવસર તેનો, શોક હર્ષ નહિ કરવો;
દુખે ધૈર્ય ગુણ ધરવો અંતર, સુખે ક્ષમા ગુણ ધરવો;
તરણી નથી થતો તાતો, રહે છે ઉદયાસ્તે રાતો.

---

## જ્ઞાનીના ઉદ્‌ગાર.

(લાવણી.—દશા આ શી થઇ મારી; એ રાહ.)

મને છે જ્ઞાન આ પ્યારૂં, મળે ફળ જે તણું ન્યારૂં—મને છે૦
ઇન્દ્રિયો વશ રાખીને,ત્યજવો વિષય-વિકાર;
ઇર્ષ્યા નિંદા ત્યાગવી, થવું ક્ષમા ધરનાર.
અવર અજ્ઞાનનું બારૂં, સદા હું તો ઉરે ધારૂં— મને છે૦
ધટે ન પ્રીતિ પાપમાં, ભણી દયામાં સાર;
પ્રાણી માત્રને પાળતાં, થાય સફળ અવતાર.
દયા ગુણ નિત્ય વિસ્તારૂં, સ્તુતિ એની શી ઉચ્ચારૂં? મને છે૦
ક્રોધ, લોભ, અહંકારનાં, સઘ કાપવાં મૂળ;
મટે નિત્ય વૈરાગ્યથી, મનોવૃત્તિનું શૂળ;
વધારે તેજ એ સારૂં, નિવારે મોહ અંધારૂં— મને છે૦

## અનુક્રમણિકા.

---

## આ ગ્રંથને પ્રસિદ્ધી પુર્વે મળેલું ઉત્તેજન.

| મુબારક નામ. | પ્રત. |
|---|---|
| સરદાર સર ચીનુભાઇ માધવલાલ સી. આઇ. ઈ. | ૧૫ |
| શેઠ ધરમશી મોરારજી ગોકળદાસ. | ૨૦ |
| શેઠ નરોતમ મોરારજી ગોકળદાસ. | ૧૫ |
| શેઠ દેવીદાસ ગોકળદાસ કરમશી. | ૮ |
| શેઠ ચત્રભોજ શીવજી. | ૫ |
| શેઠ પ્રાગજી વંદ્રાવન. | ૫ |
| શેઠ મનમોહનદાસ દયાળદાસ શ્રોફ. | ૪ |
| શેઠ નથુરામ શીવજી. | ૧ |
| શેઠ નારણદાસ પરશોત્તમ. | ૧ |
| રા. છગનલાલ પરશોત્તમદાસ. | ૧ |

# જસમાઇનની વીંછીની દવા!!

ગમે તે જાતનો ઝેરી વીંછીનો ડંખ-ગમે તેવી વેદના બીજીજ મીનીટે શાંત! સોએ સો માણસને આરામ થાય છે. તે કદીપણ નીષ્ફળ જતીજ નથી. વીંછીની વેદનાથી બરાડે બરાડ પાડતો માણસ બીજી મીનીટે ખાત્રીપુરવક હસતો રમતો થઇ જાય છે. પરોપકારી પુરૂષો લોકોમાં મફત વહેંચવા માટે જસમાઇનની વીંછીની પુડી સેંકડો નહીં પણ હજારો ખરીદે છે. દશ વરસના અનુભવે જગતને બતાવી આપ્યું છે કે, દુનીયામાં જો ખરી વીંછીની દવા હોય તો તે જસમાઇનની વીંછીની દવાજ છે. એક પડીકી ૧૦-૨૦ માણસ ઉપર ચાલે છે. એવી ૧૦૦ પુડીનો રૂ. ૧) તથા ૫૦) પુડીના રૂ. ০।।= વેપારીઓને મોટું ડીસકાઉન્ટ.

# જસમાઇનની તાવની દવા

તો એક જાદુનો ખેલજ છે. જાદુગરના છુ:મંતરો એ એક, બેએ, ને ત્રણ! બસ ત્રીટેમા થયું કે તાવ ગયો. જસમાઇનની તાવની દવાની ત્રણ પુડી લીધા પછી એવો કોઇ તાવ નથી કે જે નહીંજ જાય. રોજીયો, એકાંતરીઓ, ચોથીઓ, ટાઢો, ઉનો, જીરણજવર, પ્લેગ, મેલેરીઆ, ગમે તેવો તાવ હોય પણ જસમાઇનની તાવની દવા સામે કદી ટકી શકતોજ નથી. વળી કીંમત એકદમ સસ્તી હોવાથી ગરીબો અને પરગજુઓને પરવડે તેમ છે. બીજી ખુબી એ છે કે તાવથી ગયેલી શકતી તેનાથી પાછી આવે છે; કારણ કે તે તાવ કાઢવાની ક્રીયા સરૂ કરવાની સાથેજ ભુખ ઉઘાડે છે, અન્ન ઉપર રૂચી ઉત્પન્ન કરે છે અને દસ્તને સાફ લાવે છે. ૧૦૦ પુડીની કીંમત માત્ર રૂ. ૧) તથા ૫૦) પુડીના રૂ. ০।।= વી૦ પી૦ ખરચ રૂ. ০। જુદો.

મળવાનું ઠેકાણું:—જસમાઇન ઇન્ડીઆ એજન્સી,

કાલબાદેવી રોડ,—રામવાડીને નાકે—મુંબાઇ.

# સિંહનાદી ચૂર્ણ.

દુનિયાની સપાટી ઉપરનાં દવાઓનાં કેટલાંક હંબગોની પેઠે, સિંહનાદી ચૂર્ણ હંબગ નથી. બીજાં ચૂર્ણોના કરતાં, "સિંહનાદી ચૂર્ણ" સ્વાદમાં અને ગુણોમાં ઘણેજ દરજ્જે ઉત્તમ છે. કેમકે, તે ઘણી ઉપયોગી જડી બુટ્ટીઓ અને એવીજ બીજી નિર્ભય સેંકડો ઔષધીઓનું બનેલું છે.

**સોપારી** તથા **તંબાકુ** ખાવાની અને **બીડી** પીવાની જરૂરિયાત ઓછી કરી તે ઠેકાણે આ ચૂર્ણનો ઉપયોગ કરવામાં આવે તો વ્યસનને [redacted] શરીરને થતું નુકશાન અટકી વ્યસન છૂટી જાય છે. ઉપરાંત ભૂખ લાગતી ન હોય, પીડ આવતી હોય, ગોળો ચઢતો હોય, પેટમાં હમેશાં વાયુ રહેતો હોય, ખાધું પચતું ન હોય, ખાટા ઓડકાર આવતા હોય, ગમે તેવી જાતના સાદા કે ઝેરી તાવમાં પાણીની તરસ વારંવાર લાગતી હોય, કોલેરા થયો હોય, શરીરમાં સુસ્તી ભરાતી હોય કે મહોડામાં હમેશાં મોળ રહેતી હોય તે વખતે એનો ઉપયોગ કરવાથી આરામ આપે છે. જઠરને લગતી અનેક પ્રકારની ફરીયાદોને દૂર કરી દસ્ત સાફ લાવી આરોગ્યને સ્થાયી જાળવી રાખવાનો આ ચૂર્ણમાં અજબ ગુણ રહેલો છે. કામથી કંટાળી ગએલાં મગજવાળાં મણસોને તે વખતે લેવાથી ખરી વિશ્રાન્તિ આપી શરીરમાં ચૈતન્ય પ્રકટાવે છે. રોગી કે નીરોગી નિર્ભયપણે હમેશાં એનો ઉપયોગ કરી શકે છે (એકજ વખતે અથવા જુદે જુદે વખતે મળીને દિવસમાં આઠ વાલ સુધી લેઈ શકાય છે અને કદિ વધારે લેવાય તોપણ હરકત આવતી નથી.)

**સર્વોત્તમ સ્વાદ અને અદ્‌ભૂત ગુણોના આકર્ષણથી રાજા મહારાજાઓ અને બીજાં ઘણાં સારાં કુટુંબોમાં આ ચૂર્ણનો હમેશાં ઉપયોગ થવા માંડયો છે.**

**એક પુરાવો**—મી. કાવસજી બરજોરજી રંગુનથી લખે છે કે, "સિંહનાદી"માં ખરેખર અમૃત મૂકેલું છે. મ્હારા મ્હોડાની ચીકાશ, આળસ, અને અજીર્ણ હંમેશને માટે ગયું. ઇશ્વર આપનું ભલું કરો. વળતી પોસ્ટે વી. પી. થી બે શીશી મોકલશો".

ભાવ એકદમ સસ્તો, રતલના રૂ.૨-૮-૦. શીશી એકના રૂ. ૦-૧૦-૦. બહારગામ પોસ્ટેજ જુદું.

**વૈદ્ય હરગોવિંદ હરિદત્ત ઠાકર.**

"માલેક સિંહનાદી ચૂર્ણ" ડીપો.

ગુલાલવાડી—સૂર્ય મંદીર મુંબઈ નં૦ ૪.